



અમદાવાદ

પાનકોરનેનાકે ધાંચીનીવાડીમા "એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસ"મા નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપ્યુ.

# પંચોપાખ્યાન.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર. બાલાભાઈ નગીનદાસ.

અમદાવાદ—ઠે. રીચીરોડ.

કીંમત રૂ ૧—૦—૦





# પંચોપાખ્યાન.

## રાજનિતી પંચ તંત્ર.

### મિત્ર ભેદ તંત્ર ૧ લું.

### કથા ૧ લી--પીંગલ સિંહી અને શંજીવક બેલ.

એક વનમાં સિંહો અને બળદ એઓને ગાઢો માંહ ઘણી મીત્રાઇ થઇ તે એક શીયાળે પોતાના સ્વારથ સારૂ આધુ પાછુ સમજાવીને તોડી નાખી.

રાજ પુત્રો પુછવા લાગ્યા હે માહારાજ તે કેમ થયુ હશે વીસ્નુંશરમા કેહે છે.

ઉત્તર દેશ મધ્યે માહીલા નામે નગર છે. ત્યાહાં વરધમાન એહેવે નામે વાણીઓ રેહેતો હતો તે ઘણો ધનવંત હતો તોપણ તેહેને એવી ઇચ્છા થઇ જે ધન વધારૂ તો સારૂ કહ્યું છે.

આ જગતમાં એહેવું કાંઇજ નથી જે ધન વીના થાય તે માટે ડાહ્યા પુરૂશે ગાંઠે ધન કરવું.

જેને ગાંઠે ધન છે તેને મીત્ર ઘણા બાંધવ ઘણા જગતમાં તેજ માણસ ડાહ્યો કહેવાય છે.

પૈસાવાળો હોય તેને પારકા હોય તે પોતીકા થાય છે અને દરીદ્રીને પોતીકા હોય તે પણ પારકા થાય છે.

જેને માન ન ઘટે તે માન પામે છે સ્તુતી જેને નહી ઘટે તેની સ્તુતી કરે છે જેની પાસે જઇએ નહી તેની પાસે જાય છે એ સર્વ ધનનો મહીમા જાણવો.

સત ધરમથી ધન કમાવીએ એવો વિચાર કરીને વરધમાન શેઠ રૂડે મહુરતે સર્વ સગાં સંબંધીની આગના લઇને ધન કમાવા સારૂ બે બળદના ગાડા ઉપર માલ ભરીને મથુરાં નગર ચાલ્યો ને બળદોનાં નામ એક તો શઞ્જીવક બીજો નંદક આગળ જતાં એક વનમાં જમનાં નદી ઉતરતાં શઞ્જીવકનો પગ ભાગ્યો તેવારે વરધમાન શેઠ ઘણુજ દુઃખ પામવા લાગ્યો તે વન મોટું બીહામણું ચોર શીંહ અને વાઘની બીક ઘણી તોપણ પોતાના વાહાલા બળદ સારૂ ત્રણ દીવસ લગણ શેઠ ત્યાં રહ્યા પણ તે સાજો ન થયો પછી સાથ સર્વ દુઃખ પામવા લાગ્યા અને શેઠને કહ્યું જે આ વનમાં ઘણો ભય છે. તે માટે થોડા સારૂ ઘણો બગાડ નહી કરીએ થોડું ગમાવી ઘણુ રાખીએ એ ચતુરાઇની રીત એ પ્રમાણે લોકોની વારતા સાંભળીને વરધમાન શેઠે તે બદલ પછવાડે ચાકર રખવાળા મુકયા. અને પોતે સાથ સર્વ લઇ ચાલ્યો. તે કેટેથી ચાકરે વીચારયું જે બળદ તો સાજો થાય કે નહી થાય પણ આપણે આ વનમાં એકલું કેમ રહેવાય, સાથસર્વે આઘો જશે પછી મળાવો કઠણ થશે. તે માટે આપણે જઇને શેઠને કહીએ કે બળદ મરીગયો. એવું ધારીને ચાકરો ત્યાંહાથી ચાલ્યા ને જઇને શેઠને કહ્યું જે બળદ મરી ગયો, અમે તેને રૂડી પેરે દાટી આવ્યા.

હવે ચાકર ગયા પછે બળદ હળવે હળવે ઉઠી ખડ પાણી લેવા લાગ્યો. ને જમનાં નદીને કાંઠે ટાઢી છાંયાએ બેસે તે કેટલાએક દહાડા પછે સાજો થઇ ઘણો જોરાવર થયો. જાણે માહાદેવનો પોઠીઓ હોય તેમ દીસે છે બળ માએ નહીં. તે વારે શીંગડેકરીને માટી ઉછાળે, અને નીચીંત થકો જમુનાંને કાંઠે ફરે કહ્યું છે.

જેહને પરમેશ્વર રાખનાર તે એકલો વનમાં હોય તોપણ બચે છે. અને જેહને પરમેશ્વરે

રાખનાર નહી તે પોતાના ઘરમાં પણ બચતો નથી.

હવે તે વનનો રાજા પીંગલ એવે નામે સિંહ એક વેળાએ પાણી પીવા સારૂ પોતાનો પરીવાર તેડી જમુનાંને કાંઠે જાય છે. એવામાં શંજીવક તાડુકો તે અવાજથી ડુંગર સઘળો ગાજી ઉઠો. તે ભયંકાર શબ્દ સાંભળી સિંહ, ક્ચવાણો અને થાકાનું મીશ કરીને પાછો વળી વડ હેઠળ બેઠો. મનમાં ચીંતા કરે છે. ત્યાંહાં પોતીકા પરધાનના બે પુત્ર શીઆળ હતા. એકનું નામ કરટક બીજો દમનક તેઓને પ્રધાનપણા ઉપરથી કાહાડયા હતા તોપણ તે પેટને સારૂ રાજાની પછવાંડે ફરે. સિંહ પાછો વળ્યો જોઇને દમનક કરટકને કેહેવા લાગ્યો. ભાઇ આપણો રાજા પાણી પીવાને કાજે જતો હતો તે પાછો વળી ચીતાતુર જેવો બેઠે છે તેનું શું કારણ હશે તેને કરટક કહે છે. ભાઇ એ વાતનુ શું કામ. જેને જે કામ ન ઘટે તે કરવા જાય તો ફીલોતપાટી વાનરની પેઠે મરણ પામે. દમનક પુછે છે, તે કેમ કરટક કહે છે. ભાઈ સાંભળ

## કથા ૨ જી—ખીલી ઉપાડનાર વાંદરની.

ચંદન નગરની પાસે એક વન છે ત્યાં શુદન નામે શાહુકારે માહાદેવનું દેર કરાવવા માંડયું તેહને કાજે ઘણા સુથાર કામ કરતા હતા તે સુથારે એક મોટું લાકડું વેરવા માંડયું બપોર થયા ત્યારે સહુ જમવાને ગયા. એવામાં વન માંહેથી એક વાંદરાઓનું ટોળું આવ્યું તે માંહેથી એક વાંદરે લાકડું અધ વેહેરેલું હતું તે ઉપર બેસીને ખીલી ભરાવેલી હતી તે કહાડી નાંખી એવામાં પોતાની કાયા લાકડા માંહે ચંપાણી એટલે મરણ પામ્યો વાનરાને સુથારનું કામ ન ઘટે તે કરવા ગયો માટે નાશ પામ્યો તેમજ આપણને પરધાનપણું નથી અને જો પ્રધાનનું કામ કરવા જઈએ તો નાશ પામીએ આપણે જમવા સાથે કામ છે તો રાજા આપે છે, દમનક બોલ્યો. હે કરટક તારે તુ શું પેટનીજ ફીકર રાખે છે તે સારૂ નહીં કહ્યુ છે. જે મોહોટા છે. તે રાજાને પરસન કરીને પોતાનું સારૂ માગનારાઓના ઉપર ઉપકાર કરે છે, અને પોતાના વેરીઓને આપદામાં નાંખે છે. પોતાનું એકલું પેટ કાગડા કુતરાં પણ ભરે છે જેની પછવાડે ઘણા માણસ જીવે છે, તેહેનું જીવવું સાચું જે માણસે પેદા થઇને પોતાના વંશમાં નામ નહીં કરયું તો તેણે જનમ લઇને પોતાનું જોબન માત્ર બગાડયું. તે માટે પુરૂષે છતી શક્તિએ છાનું રહેવું નહી કરટક બોલ્યો હે દમનક તેં કહ્યું તે સાચું પણ પ્રધાન ન હોય અને પછી આપણા રાજા આગળ બોલવા જાય તો તેની પણ શોભા રહે નહીં તો આપણે કેમ બોલીએ દમનક બોલ્યો હે કરટક એમ ન કહે. જે પુરૂષ રાજાની ચાકરી કરી જાણે તે પરધાન થાય અને જે પરધાન છે પણ ચાકરી કરી ન જાણે તો પોતાનું પ્રધાનપણું ખોએ છે. જે પુરૂષ આખો દીવશ રાજાની સેવા કરે તે વહાલો લાગે રાજા કોઇ કુળ જાત જોતા નથી રૂડો ભુડો પણ ચાકરીવંત માણસ જુવે છે. કહ્યુ છે, એક રાજા બીજી સ્ત્રી ત્રીજું જનાવર એ ત્રણ પાસે રહે તેને વશ થાય. કરટક બોલ્યો હે ભાઈ તું રાજા પાસે જઇને શું કરીશ તે કહે ત્યારે દમનક બોલ્યો હુ તેના ભયનું કારણ પુછીશ કરટક બોલ્યો તે કેમ જાણ્યું જે રાજા બીહીનો છે દમનક બોલ્યો ભાઈ એમાં શું જાણવું છે કહ્યું છે કહ્યા કડે તો જનાવર પણ જાણે છે પણ વગર કહેથી જાણે તે પંડિત કહેવાય.

અંગની સુરત ઉપર, ચાલ ઉપર, બોલી ઉપર, ચેહ્રા ઉપર આંખ અને મોહોડા ઉપરથી ઉપરથી તેના મન માંહેની વાત મેં પણ જાણી તેના ભયનું કારણ જાણીને ભય ટાળવાનો ઉપાય શોધી કાહાડીશ એટલે આપણું પરધાનપણું ખોયું છે તે વેહેલા પામશું, કરટક બોલ્યો હે ભાઇ તું રાજા પાસે જઈશ ત્યારે પેહેલું શું કહીશ રાજા પુછશે તે વારે કેવો પ્રતીઉત્તર દઇ-

શ દમનક બોલ્યો જેવું રાજા બોલે તેનો પ્રતીઉત્તર દેવો જેમાં બાધક વચન ન આંવે શમો જો-ઇને બેલીએ કરટક બોલ્યો. રાજાનો ચાર ચંચળ કહેવાય ઉંચ નોચ પુરૂષ આવી મળે એટ-લે રાજાની બુદ્ધિ ફેરવી નાખે જેને જેવી સંગ તેવી બુદ્ધ થાય જેમ મદોરગત સિંહને સારી નરસી બુદ્ધિ ઉપજી દમનક પુછે છે તે કેમ થયું કરટક કેહે છે બાઇ સાંભળ.

## કથા ૩ —સિંહ અને તેના સારા નરસા પરધાનોની.

એક વનમાં સિહ રહતો હતા તેને બે પરધાન એક હંશ બીજો શશાર તે ઘણા ધરમી રૂડી બુદ્ધના ધણી હતા. કોઇ સમે સિહને ત્રણ દીવસ સુધી કાંઇ ખાવાનું મળ્યું નહીં. ભુ-ખ્યા ઘણુ દુ;ખ પામવા લાગ્યો તે વખતે પ્રધાનોને કહ્યું જે કાંઇક મારે હાજે ખાવાનું જોઇ આવો, પછી તેઓએ વિચાર્યું જે એ ત્રણ દિવસનો અપવાસી છે કોઇ નાહાનો મોટો જીવ મળે તો સારૂ નહીં તો આપણનેજ ખાશે કહ્યુ છે.

ભુખ્યાનો વિશ્વાસ ન કરીએ, ભુખ્યો શુ પાપ કરશે તેનો ભરૂસો નહી. એમ વિચારી દીશો દીશે જોવા લાગ્યા એવામા એક બ્રાહ્મણ ઘરનો દુ:ખી દળદ્રી એકલો વનમાં ચાલ્યો આવે છે. તેને દેખી હશે વિચારૂં જે જો એ સિંહની નજરે પડયો તો માર્યો જશે અને આ પણને બ્રમહત્યા લાગશે. એવુ વિચારીને તેણે શારશ સાથે મસલત કરી અને તેહને કહ્યું તું બ્રાહ્મણ પાસે જા હુ સિંહી પાસે જાઊં છું પછે શારસ જઇ બ્રાહ્મણને બોલવા લાગ્યો રે મુ રખ શુ તારૂ મરણ આવ્યુ છે તું આ સિંહના વનમાં કેમ આવ્યો, બ્રાહ્મણ બોલ્યોરે ભા ઇ હું શુ જાણુ જે ઇહાં સિંહ રહે છે, હવે મને જીવતદાન દેવડાવ, શારશ બોલ્યો તારૂ મ-રણ તો આવ્યું પણ હારી જવુ નહીં હીંમત પકડેથી સારૂં થશે. પછે શારશે હીમત આપી બ્રાહ્મણને બુદ્ધી બતાવી જે તું ગુરૂ થઇને ચાલ્યો આવ મારો મીત્ર હશ શીંહની પાસે છે તે તુંને મારવા નહીં દે તુ નીચીંત થકો સામો જા બ્રાહ્મણે વીચાર્યું જે મુવો તો દુખમાંથી છુ-ટીશ શાહશીકપણું કરી સામો જાઊ તો ખરો પછી રાખનાર તો પરમેશ્વર છે એવું મન ક-ઠણ કરી હાથમાં ટીપણું તથા ચદન લઇ સામો ચાલ્યો એવામાં હંશ શીંહને કથા કહેવા બેઠો હે રાજા જે પુરૂપ ત્રણ દીવસ અન્ન પાણી તજે અને ચોથે દીવસે પારણાં કરી પરમેશ્વરનું સ મરણ કરે તે વઇકુંઠ પામે એવી વાત ત્યાં હંશે કરી બોલ્યો રે હંશ ? તો મારે પણ વઇ-કુંઠ જવાની ઘણી ઈચ્છા છે તો હવે જવાશે તે વારે હંશ બોલ્યો હે માહારાજ પણ એક કા-મ કરો જે આજ ગુરૂની શેવા ચાકરી કરી દાન દઇ પારણું કરો તો પુરૂ તપ થાય. શીંહ બોલ્યો રે હંશ આપણને ગુરૂ ક્યાં મળે હંશ બોલ્યેઃ હે મહારાજ તમારા તપનો મહીમા એ-વો મોટો છે કે ગુરૂ પણ પોતાની મેળે આવી મળશે એમ બેઠા વાતો કરે છે ત્યાં બ્રાહ્મણનો શબ્દ સાંભળો હે માહારાજ તમારા તપના બળથી ગુરૂ આવે છે શીંહ બોલ્યો આ કોણ છે. તેજ શીંહ હશીને બોલ્યો તું મારી ચેકડી કરે છે એટલામાં બ્રાહ્મણ પાસે આવ્યો એટલે હંશ કહેવા લાગ્યોરે માહારાજ જુવો જે હું કેહેતો તે સાચું થયું કે નહીં એ તપનુ ફળ એવુંજ છે. જે ચીંતવીએ તે કામ થાય પછી બ્રાહ્મણે આવી શીંહને કપાળે તીલક કાહાડીને આશીર-વાદ દીધો શીંહે ઉઠીને પ્રણામ કીધો. એટલે હંશે અને સારસ શીંહનાં વખાણ કરવા લાગ્યા શીંહ ઘણોજ હરખ પામ્યો. અને બ્રાહ્મણને ઘણું માન દીધું. પછી હંશે કહ્યું કે હે માહા-જ હવે ગુરૂજીને વીદાય કરો. તે વારે શીંહે કહ્યું. રે હંસ આપણે રાજાનો પુત્ર માર્યો છે તેનાં સરવે ઘરેણાં ગુરૂજીને આપો પછી હંસે તેમ કર્યું બ્રાહ્મણ સંતોષ પામ્યો. જે જીવતા રહ્યા ને ધન પણ જડયું હવે પરદેશ શું કરવા જાઊં મહારે શીંહ સરખો જજમાન થયો. તે માટે જે

વારે ધન જોઈશે તે વારે પાછો શીંહ પાસે જાચવા આવીશ. એટલે વળી આપશે, એવું વિચારી બ્રાહ્મણ પોતાને ઘેર ગયો દીકરાને જનોઇ દીધી અને ઘર બાંધ્યું અને વસ્તર પાતર ઘણાંએક ઘરેણાં કરી વરસ બેમાં સરવે ધન ખરચી નાંખ્યું તે વારેજ જજમાનને મળવા વળી વનમાં ગયો તે વખાએ શીંહે હંસ અને સારસને કાહાડીને એક શીઆળીઓ ને બીજો કાગડો એ બંને જણાને પરધાન કાર્યા હતા તે બ્રાહ્મણને આવતો જોઇને વીચાર કરવા લાગ્યા જે આપણો રાજા ભુખ્યો છે, તેની ચીંતા પરધાનને પડી. તેણે આજજ મોકલ્યું છે હવે શીંહને ચેતાવીએ. જે આવતાંજ એને મારે પછી શીઆળે આવી શીંહને તઇયાર કરી ઝાહાડની ઓઠે બેસાડયો એટલે બ્રાહ્મણ પાસે આવ્યો તેને ઓળખી શીંહ બોલ્યો અરે હું એને કેમ મારૂં ગુરૂ હત્યા ન કરૂં કેમકે એમાં મોટું પાપ છે, કહ્યું છે ગુરૂહત્યા, સ્રીહત્યા, બાળહત્યા, બ્રાહ્મણહત્યા, આત્મહત્યા કરીએ તો નરકે જાઇએ. શીઆળ બોલ્યો અરે માહારાજ આપણને શા ગુરૂ જનાવરને ગુરૂ જનાવરને ગુરૂ નથી જાણ્યો આપણા વડાવાઓ હત્યાજ કરતા આવ્યા છે હવે આપણ ન કરીએ તો લોક હસે ને ભુખે મરીએ જીવ હીંસા કરીએ તે આપણો ધર્મ છે જેનો ધરમ તે કરે તેમાં પરમેશ્વર રાજી થાય આપણા મોહોટાં ભાગ્ય જે આજે બ્રાહ્મણનો ભક્ષ કરવા મળ્યો છે તે માટે મોહોડામાં આવેલો કોળીઓ નાંખી દેશો તો દુઃખ પામશો તે સાંભળીને ભુખ્યો હતો તેથી સિંહની બુદ્ધી ફરી. પછી તેણે બ્રાહ્મણને એક થાપડ મારી એટલે મરણ પામ્યો તે માટે જેની સંગત તેવી બુદ્ધી થાય કહ્યું છે.

નદી ૧ નખી જનાવર. ૨ શીંગી જનાવર ૩ હથીઆરી ૪ સ્ત્રી ૫ અમી. ૬ ભુંડું માણસ. ૭ અને રાજા. ૮ એટલાઓનો વીસ્વાસ ન કરીએ. દમનક બોલ્યો. હે ભાઈ. મોટા મોટાઓનાં મોહોડાંથી મે ડાહાપણની વાત સાંભળી છે અને રાજાની શેવા કરી જાણું છું માટે મને કાંઇ ભય નથી. કહ્યું છે. જે શેવક રાજાના વચન ઉપર જીવ આપે કરવું ન કરવું જે જાણે તે રાજાને ગમે છે. રાજાને પ્રસન કરીને ધન મેળવે તે ધન સારે ઠેકાણે ખરચે ને રાજાએ આપેલું વસ્તર અથવા આભુશણ અંગપર પેહેરે તે શેવકને રાજા માને રાજાના જનાનખાનાનાં લોકો સાથે તથા રાજાની સ્રીઓ સાથે જે એકાંત વારતા નથી કરતો તે રાજાનો માનીતો થાય. સત્તા નથી કરતા તે રાજાનો માનીતો થાય હું માનીતો છું એવું મનમાં લાવીને જે ગર્વ ન કરે અને પોતાની મરજાદા ન છોડે તેને રાજા ચાહે. રાજાના વેરીઓ સાથે જે વેર રાખે અને તેના મીત્રની જે મીત્રાઇ કરે તે ચાકર ઉપર રાજા પરીત કરે જે રણને પોતીકા રાગના ઘર જેવું અને પરદેશને આપણા ગામ જેવું લેખે તો શેવક રાજાને વાહાલો થાય જુવાને જે જમદુત સરખો જુવે ને દારૂને જે વીખ જેવો દેખે. ને પારકી સ્રીને પોતાકી માતા સમાન લેખે. તેને રાજા વશ થાય છે. લડાઇમાં જે રાજાની આગળ નગરમાં જે રાજાની પાસે અને રાજાને ઘેર જે દેવડી ઉપર રહે તેનું કહ્યું રાજા કરે. હેવા હેવા ચાકરીના પ્રકાર હું જાણું છું માટે હે કરટક હું જાઉં છું કરકટ બોલ્યો. હેવું છે તો તું રાજા પાસે સુખે જા તારૂં કલ્યાણ છે દમનક કરટકને જુહાર કરી આજ્ઞા માગીને પીંગશીંહ પાસે ગયો દમનક આવતો દેખી શીંહ છડીદારને બોલ્યો. હે હરણ આપણા જુના પરધાનનો દીકરો દમનક આવે છે. તેને આવવા દે. પછી દમનક આવી પીંગલ રાજાને નમસ્કાર કરી ઉભો રહ્યો તે વારે રાજા તેના વાંસા ઉપર પોતાનો હાથ મેલી સુખ સાતા પુછવા લાગ્યો. હે દમનક તારૂં કલ્યાણ છે. મેં તુને ઘણે દીવશે દીઠો દમનક બોલ્યો હે માહારાજ તમારી કીરપાથી કુશળ છે. હે રાજા તમારે અમારો ખપ નથી. પણ અમારે તમારો ખપ ખરો. કાંત કાંન

બોલવા વેળાએ મોટા લોકોને પણ તરખલાં સાથે કામ પડે છે તો હાથ પગવાળા માણુસોનો ખપ પડશે. એમાં શું કહેવુ અમે તમારા જુના શેવક છીએ આપદાની વેળાએ અમે છોડી ન જઇએ. તમારે પણ અમ સરખાને વેગળા કરવા ન ઘટે. કહ્યુ છે. એક ઘરેણું, બીજો શેવક જ્યાંહાં ઘટે ત્યાંહાં જોઇએ, માથાનું પગે ન પેરાય, ગુણી માણુસ છે તેને રાજા હીણા કામ ઉપર મુકે છે. તેમાં તે ગુણીનો વાંક નહીં. તે બીચારો તાંજ રેહે પણ તે ઉપરથી રાજા મુરખ છે. એમ જણાએ, હે રાજા સોનાનો મણકો છે તે પગે બાંધ્યો. તેનો તેમાં વાંક નહીં. પગે બાંધનારનો વાંક કેહેવાય છે જ્યાંહાં જમણો હાથ અને ડાબો હાથ બેઉ સરખા ત્યાંહાં ભલા માણુસને રેહેવું ન ઘટે. જ્યાંહાં મણી રતનની ઓળખ નથી, અને પારખું નથી, ત્યાંહાં ઝવેરી શું કરે, અને રતનનું મુલ શું થાય, જોગી શું જાણે મજીઠનો ભાવ, પ્રધાન વિના રાજાનું રાજ ન શોભે તે માટે પરમેશ્વરે માંહેમાંહે બંધન કર્યું છે. શેવક ચતુર તે રાજાથી જણાય, અને રાજા ચતુરતે શેવક જણાય જેવો રાજા તેવી પરજા જાણવી. હે રાજા એટલાં વાનાં જે પુરૂષને હાથે ચઢે તેવું મુલ થાય. એક ઘોડા જેવો અસ્વાર હોય તેવો ચાલે. બીજું હથીયાર, શુરને હાથે હોય તો સંઘરામમાં જીત કરે અને ત્રીજી સ્ત્રી ઘરમી માણુસને ઘેર હોય તો ગુણવાન થાય. તે માટે હે રાજા મને શીઆળ જાણી કાહાડો તે તમને ન ઘટે. નીચ ઉંચના કુળનો વીચાર ન કરવો ચતુરાઇ જોવી. જેમ કસ્તુરી મરગની ડુંટીમાંથી નીકળે છે. દાંત હાથીના મુખમાંથી નીકળે છે. ગોરૂ ચંદન ગાયના મુસ્તકમાંથી મોતી છીપમાંહેથી. અગ્નિ લાકડાંમાંથી. મણી રતન સર્પના મુસ્તકમાં અને અમર મરગલાના મુખમાંથી નીપજે છે તે માટે હે રાજા ઉંચ નીચનુ શું પ્રમાણ રહ્યું. નીચ વસ્તુનો ઉત્તમ ઠેકાણે ખપ પડે છે. તે સરવે ગુણના પરતાપ તમારે પણ ગુણ ચતુરાઇ જોવી. ઉંચ નીચ ન જોવો. પોતાનુ સારૂ કરે તેને માન દઇ રાખીએ. પોતાના ઘરના ઉંદર હોય તે અવગુણ કરે છે. માટે તેને મારે છે અને બીલાડી ગુણ કરે છે. માટે બહારથી લાવીને પાળે છે. જે રાજા સારો નરસો પારકો પોતાનો ન જાણે, તે રાજને જાળવી ન શકે. એ રાજા પોતાના હિતના કરનારા છે પણ શક્તિ નથી. અથવા કામ કરવાને આળસુ છે. તો તે પુરૂષને શું કરીએ. અને શક્તિ છે. ને કહ્યા પ્રમાણે ન ચાલે તે પણ શા કામનો હું તારો જુનો ચાકર છું. મારામાં શક્તિ છે. અને તારા વચન પ્રમાણે કરીશ, તેથી મારો તિરસ્કાર ન કર એવાં ચતુરાઇનાં વચન દમનકના મોહામાંથી સાંભળી સિંહ ઘણોજ રાજી થયો અને બોલ્યો, હે દમનક એમ માં કહે તું મને પારકો નથી જે તારા મનમાં હોય તે કેહે, દમનક બોલ્યો રહો જો રીશ ન કરો, અને અપરાધ ખમો તો હું કાંઇ વાત પૂછું. શીંહે કહ્યું કે સુખેથી પૂછ તમારી દમનક બોલ્યો એકાંતે બોલીશ. કહ્યું છે નાહાનું પણ રાજાનુ કામ સભા મધે બોલીએ નહીં કેમકે છ કાને વારતા જાય એમ અવગુણ થાય, તે સાંભળી સરવે જનાવર દુર ઉઠી ગયાં પછી દમનક બોલ્યો હે રાજા આપણ પાણી પીવા જતા હતા તે પાછા ફરી મંડળી વાળી કેમ બેસી રહ્યા. તે મને કહો. રાજા હશતુ મોઢું કરી બોલ્યો હે દમનક કાંઇ નહીંજ બેશી રહો. દમનક બોલ્યો હે રાજા કહેવું ન ઘટે તો ના કહો પણ કહ્યું છે. આપણી વાત મનની હોય તે જીવના મીત્ર આગળ કહીએ રૂડી બાયડીને કહીએ તેમાં સારૂં છે સઘળું ન કહે તો થોડું પણ કહો, તે સાંભળી રાજા મનમાં વીચાર કરવા લાગ્યા. જે કંઇ મારા મનની વાત એણે જાણી છે. ચતુર તો ખરો. તે માટે એ આગળ થોડું કહું એવું વીચારી બોલ્યો હે દમનક આ મોટો શબ્દ નીકળે છે. તે તું સાંભળે છે. દમનક બોલ્યો સાંભળું છું

તેમાં શુ છે પીંગલ બોલ્યો હું આ વન છોડવા ચાહુછું દમનકે પુછ્યું કેમ પીંગલ બોલ્યો. આ વનમાં કોઇ નવું જનાવર આવ્યું છે. જેનો આવો મોટો શબ્દ છે. જેનો શબ્દ મોટો તેનો પરાક્રમ મોટો હશે તે માટે આ ઠેકાણે હવે રેહેવાની કાંઇ મજે નથી દમનક બોલ્યો હે રાજા કેવળ સાદ સાંભળી બીહીએ અને આપણા વડાવાઓએ વશાવેલું ઠેકાણું મુકીએ એ તમને ન ઘટે શબ્દ તો ઘણા પ્રકારના થાય છે. ઢોલનો શબ્દ મરદંગનો શબ્દ, પાણીનો શબ્દ માટે શબ્દ સાંભળી બીહીવું નહીં ધીરજ રાખો. શું જાણીએ શબ્દ કેવો હશે કહ્યું છે. ધીર પુરૂષ છે તે બ્રહ્માએ નીપજાવ્યો તોએ પણ બીહે નહીં જેમ ઉનાળો મોટાં મોટાં તલાવોને સુકવે છે પણ સમુદ્ર તેથી બીહીનો નથી શંપતમાં જે હરખ ન માને, વીપતમાં જેને ખેદ ન થાય, રણમાં જે ધીરજ રાખે તે પુરૂષ સરવેને માથે બેસે માટે સ્વામી ધીરજ રાખો કહ્યું છે. જેમ એક શિઆળ શબ્દથી ભય પામ્યો પછી જઇ જુવે છે તો ઢાલ નજરે પડયો સિંહ પુછે છે તે કેમ થયું દમનક બોલ્યો રાજા સાંભળો.

## કથા ૪ થી—શબ્દ સાંભળી શીઆળ બીહીનો તેની.

એક શિઆળ ભુખ્યો થયો એટલે ખાવાને કાજે વન માંહે ભમવા લાગ્યો. એહેવામાં એક મ્હોટો શબ્દ થયો તે સાંભળી ભય પામ્યો. ને મનમાં વિચાર કરવા લાગ્યો. જે એ કોહોનો શબ્દ હશે. પછી ધીરજ કરી શબ્દના સુમાર ઉપર જઇ જુવે છે તો મોહોટો ઢોલ દીઠો તે ઝાડ હેઠળ છે. વાએ કરીને ઝાડની ડાંખળી તે ઉપર વાગે એટલે તેમાંથી શબ્દ થાય. પછે શિઆળ તે ઢોલ પાસે ગયો. તે વારે ચામડું જોઇ મનમાં ઘણો ખુશી થયો. જે મારી ભુખ સારી પેઠે ભાગી. એ કોઇ જનાવરનું કળેવર પડેલું છે, એમ જાણીને કરડવા માંડયું એટલે માંહેથી લાકડું નજર આવ્યું પછે નીરાશ થઇને પોતાને ઠેકાણે ગયો તે માટે હે રાજા શિઆળ થઇ તેણે પણ ધીરજ રાખી તો આપણે કેમ મુકીએ સિંહ બોલ્યો. દમનક હુતો ધીરજ નથી મુકતો પણ માહારો પરીવાર ભય પામે છે દમનક બોલ્યો હે રાજા એમ માં કહો સ્વામી સરખા શેવક થાય છે. તે માટે હું જ્યાં લગણ જોઇ આવું ત્યાંહાં લગણ તમે ઇહાં રહો. પછે જેમ ઘટે તેમ કરજો શિંહ બોલ્યો ત્યારે તને ત્યાંહાં જવાની હીંમત છે, દમનક બોલ્યો એમ શું પુછો છો, સ્વામિની આજ્ઞા થયા ઉપર ઉત્તમ શેવક છે તે સાપના મોહાડામાં હાથ ઘાલે, સમુદરમાં કુદે, આગમાં પડે તો શબ્દ ઉપર જાવું. એમાં શું કઠણ છે, સિંહ બોલ્યો ત્યારે સુખે જા, તને મારગે કુશળ થશે પછે દમનક રાજાને નમસ્કાર કરીને શંજીવકના શબ્દ ઉપર ગયો દમનક ગયા પુંઠે સિંહે મનમાં વિચાર્યું જે મેં એ સારૂ નહીં કીધું. જે એના ઉપર વિસ્વાસ રાખી માહારા મનની વાત કહી અને પ્રધાનપણા ઉપરથી કાહાડેલો છે માટે તે વાત મનમાં લાવીને જો પેલા સાથે મળે તો મને રાજભ્રષ્ટ કરી શકે. માટે તે શું કરી આવે છે ત્યાંહાં લગણ હું બીજે ઠામ જઇ બેસું. કહ્યું.

જેનો વિસ્વાસ નહીં તે નબળો હોય તોએ પણ તેથી બીહે ને જેનો વિસ્વાસ છે. તે મહા બળવંત છે તોએ પણ તેથી બીક નહીં એવું વીચારી રાજા બીજે ઠામ જઇ બેઠો. વાટ જુવે છે હવે દમનક ત્યાં ગયો ત્યારે તેણે તે બળદ દીઠો તે વારે રળીઆત થયો જે માહારે સારૂ થયું હવે એ જોગવાઇથી રાજા મને વશ થશે. રાજાને જે વારે સંકટ પડે તે વારે પ્રધાનને વશ થાય તે માટે પ્રધાન હોય તે રાજાને સંકટ ઇચ્છે છે. વઈદ રોગી પુરૂષને જેમ ઇચ્છે છે એવો વિચાર કરીને દમનક ત્યાંથી પાછો ફર્યો. તેને દુરથી એકલો આવતો જોઇ શીહ પેલે ઠેકાણે જઇને બેઠો. અને તેને આવતાં પુછયું હે દમનક તું શુ જોઇ આવ્યો તે કેહે. દ

મનક બોલ્યો હે રાજા તમ આગળ જુઠું ન બોલાય. કહ્યું છે. ગુરૂ. ૧ દેવ. ૨ વઇદ. ૩ અને રાજા. ૪ એટલા આગળ જુઠું નહી બોલીએ જો બોલીએ તો પોતાનો સ્વારથ ખોઇએ.

તે માટે હું રાજા તમા આગળ જેવી વાત છે તેવીજ કહું છું. હે સ્વામી તે તો માહાદેવ નો નંદકેશ્વર છે માહા જોરાવર છે. હું મારે આંખે જોઇ આવ્યો શીંહ બોલ્યો એવું છે તો તેને મારે સ્નેહ થશે તો સારૂ દમનક બોલ્યો હે માહા રાજ તે હું કરીશ. કહ્યું છે. જેની પાસે બુદ્ધિ હોય તેને કોઇ વાત કઠણ નથી. જે કામ હથીઆરથી તથા હાથથી તથા ઘોડાથી તથા પાયદળથી ન થાય તે કામ બુદ્ધિથી બની આવે. શીંહ બોલ્યો એમ છે તો તને એ કામ ઉપર પરધાનપદુ આપ્યું જા પછી પીંગળની આગના માથા ઊપર ચડાવી દમનક શંજીવક પાસે ગયો. અને તેને કહે છે. અરે મુરખ. માહારો સ્વામી પીંગળ તને તેડે છે. ચાલ બીક મુકીને ઘડી ઘડી અંહા બુમ પાડયા કરે છે. તે વાત સાંભળી સંજીવક બીનો ને બોલ્યો રે ભાઇ તારો સ્વામી પીંગળ તે કોણ છે. દમનક બોલ્યો રે તું રાજા પીંગળને પણ નથી જાણતો. જો પુછે છે. વારૂ તે તારી અત-ઘડી ખબર લેશે. સંજીવકે તે સાંભળી વિચાર્યું જે માહારૂ મોત તો આવ્યું ખરૂં. પછી કાંપતો કાંપતો દમનકને પુછે છે. રે ભાઇ મને બીવરાવ નહી તારો સ્વામી કોણ છે તે સાચું કહે. દમનક બોલ્યો રે સરવે જનાવરનો રાજા આ વનનો ધણી પીંગલ નામે શીંહ મારો સ્વામી છે તે પેલા વડની હેઠળ બેઠો છે તે વાત સાંભળી શંજીવક બોલ્યો હે ભાઇ તું રૂડી બુદ્ધિનો દીસ છે જો મને લઇ જાય છે તો જીવતદાન દેવરાજજે દમનક બોલ્યો હે ભાઇ તેને પુછયા વીના માહારાથી તે ન કહેવાય. કહ્યું છે. પૃથ્વીનો તથા સમુદ્રનો તથા પરવતનો અંત લાગે પણ રાજાના મનનો કોઇ વેળા પાર લાગે નહી માટે રાજાનો વિશ્વાસ નહી તું અંહા રેહે હું તેને પુછી આવું છું પછી દમનક શીંહ પાસે આવતાંજ શીંહે પૂછયું રે શું કરી આવ્યો કેહે દમનક બોલ્યો હે સ્વામી મેં તેને એમ કહ્યું જે તું શીવનું વાહન છે અને મારો સ્વામી પારવતીનું વાહન છે એટલે તમારે બેઉને ગળતી વાત છે તમો બેઉ જણા માંહો માંહે પ્રીત કરી રહો તો ઠીક.

પછે તેણે કહ્યું. બહુ સારૂ તેથી હું ઘણો ખુશી છું પણ હે મહારાજ મેં તને વચન દીધું છે. તે માટે તેને વિશ્વાશ કરી મારતો નહી શીંહ રાજી થઇ બોલ્યો હે દમનક તુને શાબાશ છે. તેં મોટું કામ કર્યું. હવે તે પણ મને મારે નહી એવું અભય વચન લઇને તેને વેહેલો તેડી લાવ ઘણું શું કહું જેમ તુને સારૂ દેખાય તેમ કરજે. કહ્યું છે. પરધાનની બુદ્ધિ તો તે વારેજ જણાય; જે વારે શત્રુ સાથે મિત્રાઇ કરવી હોય વઇદની પારખ તે વારે થાય જે વાર સંનીપાત ઉપજે. એવાં રાજાનાં વચન સાંભળી દમનક શંજીવક પાસે ગયો, જતાં મારગે વિચાર કરવા લાગ્યો જે ઘણુંજ સારૂં થયું હવે મારે રાજા વશ થયો કહું છું કે

શીયાળાની અગન તથા ખીરનું ભોજન તથા વહાલાની ભેટ તથા રાજાનું માન એ સઘળાં અમરત સરખાં છે. પછે તેણે જઇ શંજીવકને એમ કહ્યું રે મીત્ર તારે અર્થે રાજાને ઘણોજ સમજાવી તુને જીવતો મુંકાવ્યો છે. તે માટે હવે સુખે ચાલ પણ જો તું રાજાની કીરપા પામી આજ પછી અમારાથી વાંકો ચાલીશ તો પોતાનું માન ખોઇશ જેમ દંતલવાણીએ રાજાના ઘરના એક ઝાડુ કરનારનું અપમાન કરેલું તો પોતીકી મોટાઇ ખોઇ. શંજીવક પુછે છે તે કેમ થયું હશે? દમનક કેહે છે સાંભળ.

## કથા ૫ મી—દંતલવાણીયાની.

કોઇ એક વરધમાન નામે નગર છે. ત્યાં સુરસેન નામે રાજ્ય કરતો હતો, તે નગરનો

શેઠીઓ દંતલ નામે વાણીઓ એવો ચતુર હતો, જે રાજા તથા પરજા બંને તેને ચાહે. કહ્યું છે કે.

જે રાજાનું હિત કરે તેને લોક ભુંડા કેહે છે ને જે લોકનું સારૂં કરે, તેને રાજા ચાહે નહી. માટે રાજા તથા પ્રજા બેઉને રાજી રાખે એવો ડાહયો મળવો કઠણ. એવો કારભાર કરતાં કોઈ અવસરે દંતલે પોતાની દીકરી પરણી તે વારે રાણી સહીત રાજાને તથા તેના પરીવારને પોતાને ઘેર જમવા સારૂ તેડયા પછી ઘણું માન દઇ પેરામણી કરી અને રાજાને રાજી કરયો. તે પછી સરવે પ્રજાને પણ જમાડી સંતોષ્યા એવામાં રાજાના ઘરનો ઝાડું કાઢનાર ગોરંભ એવે નામે હતો. તે દંતલને ઘેર આવ્યો તેને તેણે માન આપ્યું નહિ માટે તે બોલવા લાગ્યો. એટલે ધકો મારી બહાર કાઢયો તે દહાડાથી તે ગોરંભ રાત દિવશ સુવે નહી અને મનમાં ધારે છે. જે એ વાણીયા ઉપર રાજાની રીસ થાય એવો શો ઉપાય કરૂં મને કાંઇ સુઝતો નથી એવી ચીંતા કરતા એક દહાડો સવારમાં રાજા સુતો છે. તે જોઇ ઝાડું કાઢનાર ગોરંભ એમ બોલ્યો રે ભાઇ જુવો જુવો આ દંતલની શી છાતી છે જે રાજાની રાણી સાથે સુખ ભોગવે. તે એટલું કહી છાનો રહી ગયો તે વેળાએ રાજાને કંઇક ઉંઘ હતી ન હતી રાજાએ તે વાત સાંભળીને ગોરંભને પુછયું અરે તું બોલ્યો તે સાચું છે ગોરંભે કહ્યું માહારાજ આજ રાત્રે હું રમવા ગયો તે ઉજાગરો થયો એટલે હમણાં ઉંઘ આવી તેમાં કંઇ બોલાણું હશે તેની મને ખબર રહી નહીં માટે મારો અપરાધ ખમજો રાજાએ વિચારયું કે જે નજરે દીવસનું દીઠું હોય તે રાતે સ્વપ્નામાં આવે તે માટે દંતલ મારા ઘરમાં પણ અણુ અટકાવે ફરે છે તે રાણી સાથે લાગ્યો. એણે દીઠો હશે તે ઉંઘમાં બોલી ગયો. સ્ત્રીનો શો વિશ્વાસ કહ્યું છે. કે એક સાથે બોલે, બીજાની તરફ જુવે ને મનમાં ત્રીજાને ચીતે માટે સ્ત્રીજાતની એકજ પ્રીત છે એમ કેમ કેહેવાય અને બીજું પણ એકાંત ઠેકાણું પરનાર અને ભોગ માગનાર પુરૂષ એ ત્રણનો સંજોગ નથી પડતો માટે બાપડી પતીવ્રતા કેહેવાય છે.

એવાં એવા ઘણા પ્રકારનાં ઉપચીન લઇને રાજાએ દંતલ ઉપર દ્વેષ ધરયો પછી તેજ દહાડે તેને દરબાર બંધ કર્યો. દંતલ અચરત પામી વિચાર કરવા લાગ્યો જે મેં કંઇ રાજાનું બગાડયું નથી અને એ શું થયું એનું શું કારણ હશે પછી મનમાં કેહેવા લાગ્યો એમાં કાંઇ નવાઇ નથી. કહ્યું છે ધન મળે ગર્વ નહી થયો એવો કોણ છે. સંસારનો ભોગ ભોગવીને સુખી થયો એવો કોણ છે. સ્ત્રીઓ કોના મનને વીકાર કરતી નથી. રાજાનો સદા માનીતો કોણ છે. કાળના હાથમાંથી કોણ છુટયો છે ભીખ માગીને કોણ માન પામે છે. ભુંડા માણસના હાથમાં પડયો અને સુખેથી છુટયો એવો કોણ છે એ કોઇ નથી. માટે રાજા મારા ઉપર ગેરરાજી થાઓ એમાં અચરત નથી પછી કોઇ એક સમે દંતલ રાજાના દરવાજા આગળ ઉભો છે તેને જોઇ ગોરંભ મોટે સાદે કરીને બોલવા લાગ્યો રે ભાઇઓ એને તમે જાણો છો. એ રાજાનો માનીતો દંતલ વાણીયો એણે મને ધકો મારી બાહાર કાઢયો તેમ આપણે પણ એને ધક્કા મારીને કહાડયો તે સાંભળી શેઠે મનમાં તરક કીધો. જે મને જંજાળમાં નાંખવાને કારણ એજ હશે. પછી તેણે તે ઝાડુ કહાડનારને રાતે પોતાના ઘેર તેડીને ઘણું માન દઇને જમાડયો અને એક લુગડું આપ્યું એટલે તે તેમાં ઘણોજ રાજી થયો. કહ્યું છે. જેવી ત્રાજુવાની દાંડી થોડું નાખ્યાથી ઉંચી થાય છે. અને થોડું કાહાડયાથી નીચી પડે છે. નીચ માણસની રીત પણ તેવીજ જાણવી.

પછે ગોરંભ બોલ્યો હે શેઠ મેં તુને ગુન્હો માફ કરયો. હવે તે મારૂં માન કીધું છે એનો ગુણ કાલે જણાશે, પછે સવારના પોહોરમાં રાજા સુતો નહી સુતો જોઈ ઝાડુ કરે છે તે

સમે ગોરંભ બહી ગયો, રે જુવો જુવો આપણો રાજા કેમો પેલો છે. જે ઝાડે ફરતાં કાકડી ખાય છે, એટલું બોલી છાનો રહયો તેને રાજા રીસ ચડાવી પુછે છે રે ચંડાળ શું કેહે છે, તે બોલ્યો હે મહારાજ આજ રાતે ભવઇયા જોવા ગયો હતો. માટે ઉજાગરો થયો છે તે ઊંઘમાં કઈ બોલ્યો હઇશ તેની મને ખબર નથી. પછી રાજાએ વિચારયું જે મેં જન્મમાં કદી શડાસમાં કાકડી ખાધી નથી તેમજ દંતલે મારી રાણી ઉપર ખોટી નજર નાખી નથી મેં તેને નાહક કારભાર ઊપરથી કાહાડયો મારાજ રાજકાજમાં બીગાડ કીધો તેવા પુરૂષના હાથથી એવું ભુંડુ કામ કદાપી થાય નહીં. એ ગોરંભ ગાંડો છે પછે રાજાએ દંતલને ગરત તેડી માન દઈ વળી કારભાર સુપ્યો માટે હે શંજીવક કોઈ સાથે વિરોધ ન કરીએ, તો રાજાઆમા રેહેવાય. પછે શંજીવક બોલ્યો અરે ભાઇ તેં સાચૂ કહ્યું, તું કેહે છે તે પ્રમાણેજ ચાલીશ. પછી દમનક શંજીવકને લઇ રાજા પાસે ગયો. શંજીવકે પીંગલને નમસ્કાર કીધો. તેણે સુખ શાતા પુછી પછે પોતાનો જમણો હાથ તેના વાંસા ઉપર મુકી એમ બોલ્યો, હે શંજીવક તું મારો મિત્ર કેહેવાયો, હવે તુને કાંઇ ભય નહી. તું મારી પાસે સુખે રહે. પછી પીંગલ રાજા શંજીવકને લઈને જમના નદીને કાંઠે સરવે જનાવરને ભેગાં તેડી પાણી પીને પોતાને ઠામે ગયો, તે દહાડાથી શંજીવકને અને સિંહને માંહો માંહે પ્રીત ઘણી થઇ, પ્રતીદીન શાસ્ત્રની વારતા બેહ કરે. અને સુખેથી કાલ કાઢે. કેટલાએક દહાડા પછે એમ થયું કે બે જણુ વાતો કરે ત્યાં બીજા કોઇને જવાની આગ્ના નહી. દમનક કે કરટક રાજા પાસે બેશી ન શકે રાજા વાતના રશીઓ થયો, કયાંહે ચારો કરવા જાય નહી, તે માટે સરવે શેવકો ભુખે મરવા લાગ્યા, એટલે તેને છોડી જતા રહ્યા કહ્યું છે કે.

ઉત્તમ કુળનો અને ભલો એવો રાજા છે. પણ જો તે પાસેથી કાંઈ પરાપત ન થાય, તો શેવક લોકો તેને છોડી જાય, ફળ વિનાના ઝાડને જેમ પંખીઓ છોડી જાય છે. જે રાજા ચાકરનું ધન ચહેલું જ્યારેને ત્યારે આપે તો તે તિરસ્કાર કરે, તોપણ તેના શેવકો તેને છોડી નથી જતા રાજા પ્રજા ઊપર પેટ ભરે છે. વઇદ રોગી ઉપર, વાણીયો ઘરાક ઉપર, ડાહ્યા ઘેલા ઉપર ચોર બેદ્દેમ ઉપર, ભિખારી ઘરબારી ઉપર, વેશ્યા વસ્ની ઉપર, ને સુથાર, સલાટ સઘળા જગત ઉપર પેટ ભરે છે. એક દીવશે કરટકને દમનક કેહે છે. ભાઈ એતો બંધુ ખોટું થયું. એ સિંહ શંજીવકને વશ થયો. આપણને પુછતો નથી, હવે શું કરીએ! કરટક બોલ્યો એ તે તારે હાથે કરયુ, એમાં બીજા કોઇનો વાક નથી. જેમ એક દેવતીરથ સંન્યાશી બાવો, આખાડભુતી નામ ધુતારાએ ધુતી લીધો. તથા એક શીઆળ પોતાને હાથે મરણ પામ્યો, વળી એક કુટણીએ પોતાનું નાક કપાવ્યું એ ત્રણે જેમ પોતાને હાથે દુખી થયા, તેમ તુને પણ થયું. દમનક પુછેછે તે વાત કેમ થઈ હશે, કરટક કેહે છે સાંભળ.

## કથા ૬ ઠી—દેવતીરથ સન્યાસી અને અખાભુતો ધુતારો.

કોઈ એક નગર પાસે વન હતું ત્યાંહાં દેવતીરથ એવે નામે સંન્યાશી બાવો રહેતો હતો તેને નગરના લોક લુગડાં આપતાં હતાં તે વેચીને બાવાએ ગાંઠે ધન કીધું તે કોઇને ધીરે નહી. દહાડો ફરી દહાડો રાત કાખમાં ને કાખમાં રાખે કહ્યુ છે. પઇશાને મેળવતાં દુખ મેળવેલો રાખતાં પણ દુખ આપે, ખરચે દુખ આપે એવો જે પઇશો તેને ધીક્કાર છે. કોઈ સમે અખાડભુતી એવે નામે એક ધુતારો તે બાવા પાસે આવ્યો, તેણે બાવાની કાખમાં ધનનો દડો દીઠો. ત્યારે વિચાર કરવા લાગ્યો એ ધન આપણે હાથે કેમ પડશે. એના મઠની ભીત પથ્થરની છે તે ફોડાએ નહી! ઊંચી છે માટે છાપરા ઉપરથી અંદર જવાય નહી. બારી બા-

રણાં પણ મજબુત છે. માટે એની શાથે કાંઈ કપટ કરીશ તો ઠગ્યો જશે એમ વિચારી તેણે તેનો ચેલો થવાનો મનસૂબો કીધો કહ્યું છે. જે પુરૂષ લાલચ ન રાખે તે મોટા કારભાર ઉપર ન જાય, રંગીલો જે નહીં તે ટાઠ માઠ ન કરે, જે મુરખ તેનાથી કદાપી મીઠું ન બોલાય, અને જે સાચું બોલનાર તે કોઇને ઠગી ન શકે. પછે ધુતારો બાવા પાસે જઇને બેઠો અને પગે પડીને કહેવા લાગ્યો, હે સ્વામી આ સંસારમાં કાંઈ જીવ નથી નદીના વેગ સરખું જીવીત છે વાદળાની છાંયડી સરખા ભોગ છે છોકરાં બાયડી વગેરે બધું સ્વપના સરખું છે. એમ મેં સારી પેઠે જાણ્યું માટે મારો ઉધાર જેમ થાય તેમ વાત કરોજી હું તમારે શરણ છું તે સાંભળી બાવો બોલ્યો રે દીકરા તને ધન છે. જે જુવાન થઈ તારી એવી બુદ્ધી. કહ્યું છે કે.

પેહેલી વયમાં જે સાધુ થાય તેનેજ સાધુ કેહેવો ઘરડપણમાં નબળા થયા કેડે તો બધા સાધુ થાય માટે હું તને સંસાર તરવાનો ઉપાય કહું છું સાંભળ તું મહાદેવની ભક્તિ ભાવે કરીને નીત કરતો જા. એટલે મુક્ત થઇશ પછી આખાડભુતીએ બાવાને સાષ્ટાંગ નમસ્કાર કીધો. અને બોલ્યો હે મહારાજ તમારા ઉપદેશથી હું આજ પાર પડ્યો. હવે માહારે તમારાં ચરણ છોડવાં નહી. તમારી શેવા કરી પાસે રહીશ. બાવો બોલ્યો તુ માહારી પાસે રહીશ તો તને રાત્રે મઠ બાહાર એકલું ઘાસ ઉપર સુવું પડશે. કેમકે માહારે રાતે એકાંતે ધ્યાન કરવું પડે છે. કહ્યું છે રાજા, દુષ્ટ પ્રધાનથી બગડે છે. જોગી સંગતથી છોકરો લાડથી, બ્રાહ્મણ વગર ભણ્યાથી, કુળ જુઠા છોકરાથી, બ્રહ્મણ્યસાઠ દુસ્ટની સંગતથી મીત્રાઇ ગર્વથી, સંપત અનીતીથી, સ્નેહ પરદેશ રહેવાથી, શરમ દારૂ પીવાથી, ખેતી વગર જોવાથી અને ધન પેદાશથી વધતો રાખ્યાથી એ વગર ચોકસાઈથી બગડે છે. આખાડભુતિ બોલ્યો જેમ સ્વામીની આજ્ઞા. પછી તે આખો દીવસ બાવાની શેવા કરે અને રાતનાં બહાર સુવે એમ કેટલાએક દહાડા ગયા પણ ધન હાથમાં આવ્યું નહીં ત્યારે વિચાર કરે એનો મારો વિશ્વાસ કરતો નથી હવે હું શું કરૂં એને દહાડેજ તરવારથી મારૂં કે વીખ આપું કે મુકીથીજ મારી નાંખું એવો વીચાર કરે છે. એટલે રાતે આગળના ગામથી બાવાનો કોઈ શીશ હશે તે જમવા સારૂં નોતરૂં દેઈ ગયો. પછી બાવો મોટા મળસકામાં ઉઠી તે ગામ ચાલ્યા. મારગમાં એક નદી હતી તે ઉપર બાવાએ કાખમાંથી દડો દહાડ્યો. અને કંથામાં વીંટીને નદીને કીનારે મુક્યો. અને નાહી સંધ્યા કરવા બેઠા છે. એવામાં ઝાડો લાગ્યો તે વારે આખાડભુતિને બાવો કહે છે. તું કંથાને અડીશ માં હું ઝાડે જઈ આવું તેટલા શુધી ખબરદારીથી રાખજે એમ કહી બાવો ફેરે ગયા એટલે ધુતારો ધનનો દડો લઇને નાઠો. બાવો ઝાડે બેઠો હતો ત્યાં એક અચરત થયું બે ઘેટા માંહોમાંહે વડતા હતા તેઓના માથામાંથી લોહી નીકળે છે તે એક શીઆળે જોયું અને તેને લાલચ થઈ કે એ લોહી મને ચાટવા મળે તો સારૂં એવામાં પેહેલામાંથી એક ઘેટો ટકર મારી પાછો હટ્યો એટલે શીઆળ લાગુ પડ્યો અને બીજા ઘેડાના માથા ઉપરનું લોહી ચાટવા લાગ્યો. સન્યાસી બાવો તે કઉતક જાઇને મનમાં કહે છે એ શીઆળ શું મુરખ છે. એ હવડે મરશે. એમ કહે છે. એટલે બીજા ઘેટાએ આવીને ટકર મારતાંજ શીઆળ મરણ પામ્યું તે અચરત જોઇને સન્યાસી હાથ પગ ધોઈ પાછો આવ્યો ને જુવે છે. તો આખાડભુતિ દીખાતો નથી હાક મારી તો સાદ દેતો નથી કંથા જુવે છે તો તેમાં દડો નથી પછી હાવહાય કરીને ભોંયપર પડ્યો અને વીલાપ કરે છે. અરે આખાડભુતિ તે ગુરૂને કેમ ઠગ્યો. મને પ્રતીઉતર આપ એવું ઘણા ઘણા પ્રકારનું બોલીને પછી તેનો શોધ

ફરતો ફરતો ચાલ્યો પણ કાંઇ પતો લાગ્યો નહીં અને સાંજ પડી એટલામાં એક કોળી અને તેની બાયડી પાસેના ગામમાં જતાં હતાં તેને જોઇને બોલ્યો અરે ભાઈ આ ગામમાં હું કોઇને ઓળખતો નથી માટે રાતની રાત પડી રહેવા તમારે ઘેર જગા આપો તો તમને ઘણું પુન થશે. કહ્યું છે કે સાંજની વેળાએ જે આવ્યો તેની જે બરદાશ ગમે છે. તે મુવા પછે દેવતાનું સ્વરૂપ પામે છે. કોળી એ સાંભળીને બાયડીને કેહે છે, અરે તું આ પરોણાને ઘેર લઇ જા અને સીધુ સામાન આપજે હું આપણે કાજે દારૂ અને માંસ લેઇ આવું છું મારે બે ઘડી વાર લાગશે. તે બાયડી છીનાળ હતી તેના મનની વાત થઈ પછે તે બાવાને સાથે લઇને હસતી હસતી ઘેર જાય છે. કહ્યું છે કે જે છીનાળ છે તે અંધારી રાત ઠેકાણું ને માંટી બાહાર ગએલો જોઇને હરખ પામે છે. જે બાયડી ચોરીથી પારકા પુરૂષ પાસે જાય છે. તેને પલંગ પર સુવું, નરમ બીછાનુ ને પ્રીત કરે છે એવો માંટી એ સઘળાં ગમતાં નથી. જેનું છીનાલા ઉપર ચીત લાગ્યું તે બાયડી પોતાના કુળની લાજ જાય છે, લોક ભુંડુ કહે છે, પોતાના જીવને ધોકો લાગે છે એ કાંઇ જોતી નથી. પછી તે કોળીની સ્ત્રી બાવાને લઇને ઘેર ગઈ અને તેણે બેસણું આપ્યું. ને કહે છે એ બાવાજી તમે અહીંઆં હોંશીઆરીથી રહેજો મારે કંઇ કામ છે તે તરત જઇ આવુ છું.

એમ કહીને ઘરમાં ગઇ ને સોળે શણગાર કરયા પછે યારને મળવા બહાર નીકળી એવામાં દારૂ પીને ઝુલતો ઝુલતો રસ્તામાંથી પોતાનો માંટી આવે છે. તેને જોઇને નાસતી નાસતી પાછી ઘેર આવી. અને શણગાર ઉતારી નીરાંતે બેઠી છે. કોળીએ તેને રસ્તામાંથી નાસતી જોઇ તે વારે તેને ક્રોધ ચડયો. અને ઘેર આવતાંજ વાર તેને પુછે છે રે છીનાળ કયાં જતી હતી. તે સાચુ કહે. તે બોલી રે પાપી હું તો કયાંએ નથી ગઈ. તું દારૂ પીને એ શું કહે છે. કહ્યું છે કે જેને શનીપાત ઉપજે તેના જે જે પ્રકાર થાય છે. તે સઘળા દારૂ પીનારને થાય છે. હાથે પગે ઢીલાઇ ભોંયપર પડવું અને અણઘટતું બોલવું એમ સામું બોલતાંજ વાર લાકડી લઇને કોળીએ તેને સારી પેઠે શીખાડી અને ઓટલાના થાંભલા સાથે બાંધી મુકી. પછી પોતે સુવા ગયો. કેટલીક રાત થઇ, ત્યારે એક વાલંદણી કુટણી આવી. તે કોળણને કહે છે રે બેન તેં એ શું કરયું યાર તારી રાહ જોતો કયારનો બેઠો છે. તો હવે તરત ચાલ તે બોલી રે બેન મારી તો આ અવસ્થા છે કેમ કરૂં તે કહે, તેને કુટણી કહે છે હું તને છોડીને તારે ઠેકાણે મને બાંધી લઊંછું. તું યાર પાસે સુખે જઇ આવ પછે તેણે તેમ કરયું અને કોલણ યાર પાસે ગઈ ઘડી બે ઘડી થઇ એટલે કોળી ઉઠયો અને બાયડીને કહે છે અરે રાંડ તું આજ પછી જો બહાર નહીં જઇશ ને સામુ નહીં બોલીસ તો તને છોડીશ તે સાંભળી વાલંદણી કાંઈ બોલી નહીં કે રખે મહારો શબ્દ ઓળખશે કોળી તેને ફરી ફરીને પૂછે છે પણ તે કાંઈજ નથી બોલતી તે વારે તેને ઘણી રીસ ચડી ને છરી લઈ તેનું નાક કાપી નાંખ્યું ને વળી સુવા ગયો પછી કોળણ યાર પાસેથી પાછી આવી ત્યારે વાલંદણીને પુછે છે રે તને શુખશાતા છે તે બોલી રે બેન નાક વગર સઘળું સારૂ છે. હવે મને અહીંઆંથી છોડાવ. કે હું મારે ઘેર જાઉં, નહી તો બીજુ કાંઇ ખોઇશ પછે કોળણે તેને છોડી અને પોતે બંધાઇ અને કોળીને હાંક મારીને કહે છે અરે મુરખ તને ધીકાર છે. જે તું હું સરખી પ્રતીવરતાને પણ છેડવા ચુકયો નહી તો હે દેવતાઓ જો હું પારકો પુરૂષ મનમાં લાવી હઇશ તો મને બાળીને ભશમ કરો. નહીતો મારૂ નાક આ દુષ્ટે કાપ્યું છે. તે વળી જેમનું તેમ કરો એમ બોલીને વળી કોળીને કહે છે રે પાપી હવે જો મારૂ નાક તેમનું

તેમ થયુ કે નહી. તું મુરખ શું જાણે છે રે હું ચાહીશ તો તને એક પળમાં ભસ્મ કરીશ. તે વારે કોળી દીવો લઇને જુંવે છે તો તેનું નાક પહેલાં સરખું દીઠું ત્યારે અચરત પામ્યો અને તેને છોડીને પગે પડયો ને બોલે છે રે તું સતી છે મને કાંઇ ભરાંત રહી નહી. તને મેં નાહક છેડી તે મને માફ કરજે ફરીથી તારી વાત નહી કરીશ.

એ સઘળું વરતમાન જોઇ સન્યાશી બાવો વિસ્મય થવા લાગ્યો અને મનમા કહે છે. જે ચતુરાઇ શુક્ર જાણે છે જે ચતુરાઈ, ભ્રેશપતી જાણે છે. તે સઘળી સ્ત્રીની ચતુરાઇને પોગે નહી તે સ્ત્રીને કોણ રાખશે. જુઠું બોલવું ઉંધુ કામ કરવું કપટ મુરખપણું ઘણો અપવીત્રપણું કઠોરપણું એ સરવે અવગુણ સ્ત્રીઓની સાથે લાગ્યા રહે છે બાયડાઓની સાથે ઘણો સ્નેહ રાખવો નહી. બાયડીઓના હાથમાં ઘણી સત્તા આપવી નહીં જે પુરૂષ એવું કરી બાયડી ઉપર ઘણો લંપટ થાય છે તેની શોભા તે પછી રેહેતી નથી. સીંહ સરખા કરાળને હાથી સરખા મોટા તેવા જે મોટા હુદાના પુરૂષને મોટા મોટા સુરા એ બધા બાઈડી પાસે હલકા થાય છે. એવો બેઠો વીચાર કરે છે તેને તે રાત ગણી કઠણ ગઈ હવે તે વલંદણી કુટણી પોતાને ઘેર ગઈ અને વીચાર કરવા લાગી હવે હું શું કરૂં મારા ભરથારને હું શું કહું અને મોહોડું કેમ દેખાડું એ કાંઈ છુપુ રેહેશે નહીં એમ ચીંતા કરે છે એટલે મળસકામાં વાળંદ બાહારથી આવ્યા. અને બારણાં પાસેથીજ. બાયડીને કહે છે રે મારી કોથળી લાવ. મારે કામે જવું છે તે સાંભળી વાળંદણીએ એક અસ્તરો લાવી આપ્યો તે જોઈ તેને ઘણી રીસ ચડી અને તે અસ્તરો તેના અંગ ઉપર ફેંકી દઇ બોલ્યો કે રાંડ મે કોથળી માગી અને તેં અસ્તરો લાવી આપ્યો એથી શું તારૂં નાક કાપું તે વેળાએ તે વાળંદણી ઘરમાંથી પોકાર કરતી બાહાર નીકળી અને લોકોને કહે છે રે જુવો જુવો આ પાપીએ મારૂં નાક કાપ્યું હાય હાય હવે શું કરૂં મને તમે એના હાથમાંથી છોડાવો નહીં તો એ મારો જીવ લેશે તે સાંભળી ને લોકો દોડયા ને સરકારના માણસ પણ આવ્યાં તેઓએ તે વાળંદને પેહેલાં તો સારી પેઠે સોટા બાજી કરી. પછે બાંધીને રાજા પાસે લઈ ગયા તેવારે રાજાની સભાના બેસનારા તે પૂછે છે રે દુષ્ટ તે વગર ગુન્હે આ બાયડીનું ચાંદ સરખું મોહું કેમ બગાડયું. વાલંદ આ વાતથી ચકીત થયો હતો કે એ કેમ થયું હશે તેથી તેની શુધબુદ્ધી ઉડી ગઇ હતી માટે તેના મોંઢામાંથી જવાબ નીકળ્યો નહી એવી તેની અવસ્થા જાઈ સભા વાળા રાજાને શાસ્ત્રી કહેવા લાગ્યા હે રાજા જેનો બોલવાનો સ્વર બંધ થાય છે જેનો ચેહેરો બદલાયો જે મનમાં કચવાય છે. જેનો હોંશ ઊડી જાય છે. તેના હાથથી ગુનો થયો એ જાણવું. જે ગુન્હેગાર છે. તેનાં પગલાં વાંકાં ચુકાં પડે. મ્હોહું ફીકું થાય, લલાટ ઉપર પરશેવો આવે, અટકતો અટકતો બોલે, કાંપે અને ભોંયપર દ્રષ્ટી રાખે. જે પુરૂષનું મોહોડું હસતુ. મનમાં જે ખુશી, જેનું બોલવું સાફ જે તાકીને જુવે છે. અને સભામાં જે હીમતથી બોલે છે, જે બાહાવરો નથી થતો તે પુરૂષ નિરઅપાધી છે એમ જાણવું. માટે વાળંદ ગુન્હેગાર છે. એને મારવો ઘટે, પછે રાજાની આજ્ઞાથી તેને શુળી ઉપર ચડાવવા લેઈ ગયા તે શન્યાસી બાવાને ખબર પડી, ત્યારે તે રાજાની સભામાં જઇને બોલ્યો, હે રાજા એ ગરીબ વાળંદ નાહક મારો જાય છે એના હાથથી ગુન્હો થયો નથી. સાંભળો મારી વાત. પછી તેણે ત્રણે સમાચાર ઉઘાડીને કહ્યા. એક પોતાનો બીજો શીયાળનો અને ત્રીજો કુટણીનો અને કહ્યું કે હે રાજા ત્રણે ગુન્હા પોતીકા પોતે કરયા. એમાં બીજાનો વાંક નથી તે વેળાએ સરવે સભા તે સાંભળી અચરત પામી, વાળંદને છોડી દીધો અને બાયડીને પકડી ત્યારે સભા-

વાળા શાસ્ત્રી કેહે છે. હે રાજા સાંભળો.

આટલાં જણાને મારવાં નહી. બ્રાહ્મણ, બાળક, બાયડી, તપસ્વી અને રોગી એના હાથ-થી મોહોટા ગુન્હો થયો હોય તોપણ તેના શરીરનું એકાદું અંગ કાપીને છોડી દઇએ. પછી વાલંદણીનું નાક પરમેશ્વરે કાપ્યુંજ હતું. રાજાએ એક કાન કપાવી તેને છોડી દીધી, તે જોઇ પછે શનાશી બાવો પણ દડાની આશા મુકીને પોતાને ઠામે ગયો, એવી કથા કરટકે કહી તેને દમનક બોલ્યો, ભાઇ જે થયું તે થયું. હવે એવો ઉપાય કહાડીએ કે જેથી એ શંજી-વક સિંહના હાથથી માર્યો જાય, કરટક બોલ્યો ભાઈ એ વાત કેમ બની આવશે, દમનક બોલ્યો બુદ્ધિથી શું નથી બની આવતું કહ્યું છે. કે. ધનુશ માંહેથી જે બાણ છુંટ્યો તે એકનો જીવ લે છે. કે નથી લેતો, પણ જે બુદ્ધિનો ધણી છે તેની પાસેથી બુદ્ધિનો બાણ છુટયો હોય તો રાજા પ્રજા સહીત રાજનો નાશ કરે છે. જે પોતાના અંગબળથી નથી બની આવતું તે ઉપાયથી બની આવે છે. જેમ એક કાગડીએ સોનાના માળાથી એક કાળા સરપને મારી નંખાવ્યો. કરટક પુછે છે તે કેમ થયું હશે દમનક કહે છે ભાઈ સાંભળ.

## કથા ૭ મી કાગડી અને કાળો સરપ.

કોઇ એક વન માંહે મોહોટા ઝાડ ઉપર કાગડી રેહેતી હતી, તે ઝાડનાબખોળ માંહે એક કાળો સરપ પણ રેહેતો હતો. તે કાગડી જ્યારે જ્યારે ઈંડા મેહેલે ત્યારે ત્યારે તે સરપ ખાઈ જાય, એમ ઘણી વાર થયું તોપણ કાગડી બીજે ઠેકાણે જાય નહીં.

એ ત્રણ અપમાન પામ્યાં હોય તો પણ પોતીકો ઠામ મુકે નહીં. એક કાગડો બીજો નીચ પુરૂષ ને ત્રીજો પશુ પણ સિંહ, સારૂ માણસ, અને હાથી એ અપમાન પામે તો ઠેકાણું મુકી જાય છે. પછે તે કાગડી બેશી સદા શોક કરે, કોઈ સમે પોતાનો મિત્ર એક શીઆળ હતો તેની પાસે ગઈ. ને તેને બધું દુઃખ તેને કહીને બોલી કે હે ભાઈ. સંસારીને તાપે તપ્યો તેને આ ત્રણ વાનાં વીશારત કરે છે. એક તો બાળક બીજી કુળવંતી નાર અને તરીજી સાધુની સંગત જેની વસ્તુ નદીને કાંઠે જેની બાયડી બીજા સાથે લાગી, જેના ઘરમાં સરપ રેહે છે, તે પુરૂષને સૂખ કેમ થાય. શીઆળ બોલ્યો રે બેહેન, કાંઇ ચીંતા ન કર એનો ઉપાય શેહેલ છે. તાહારો શતરૂ લાલચુ છે. માટે થોડી મેહેનતથી માર્યો જશે. જેમ એક બગલો ઘણી લાલચ રાખીને નીત્ય માછલાં ખાતો હતો તે એક કરચલાને હાથે મરણ પામ્યો. કાગડી પુછે છે તે કેમ થયું. શીઆળ બોલ્યો તું સાંભળ.

### બગલો અને કરચલો.

કોઇ એક વનમાં મોટું તળાવ હતું તે ઉપર એક બગલો રહેતો તે ઘરડો થયો તેથી માછલાં મારી પેટ ભરી ન શકે એક સમે તે ભુખ્યો તળાવને કાંઠે બેશીને રડે છે. અને આંખમાંથી મોતી સરખાં જળનાં બીંદુ નાંખે છે. તે વેળાએ એક વજરનખ એવે નામે કરચલો ઘણાએક માછલાંની મંડળી સમેત તેની પાસે આવ્યો. અને તેનું દુઃખ સાંભળી તે બોલ્યો કે હે મામાજી તમે ખાવું પીવું છોડી દઇને રડતાં બેઠા છો તેમાં શો અવગુણ છે. બગલો બોલ્યો રે છોકરા તું બોલે છે તે ખરૂં. પણ મને હવે વૈરાગ થયું છે અત્યાર પછે માછલાંની હત્યા ન કરૂં. અને અપવાસ કરીને પોતાનો પ્રાણ ત્યાગ કરૂં. એવો મેં નિશ્ચય કર્યો છે હવે માહારી પાસે આવેલાં માછલાંને પણ મારીશ નહી કરચલે પૂછ્યું એટલા વઇરાગનું શું કારણ છે, બગલો બોલ્યો અરે છોકરા આજ સુધી મેં તમો ઉપર દહાડા સુખેથી કહાડ્યા હવે તમે સઘળાં થોડે દીવસે મરી જશો. તે મને ઘણું દુઃખ થાય છે. કેમકે જો તમે મુવા

તો પછે મહારે પણ ભુખે મરવું પડશે, તો વરત લઇ હમણાં કેમ ના મર. કરચલો બોલ્યો એવું શું છે કે અમારાં સઘળાંનો નાશ થશે તે કોહો કે કંઇ ઉપાય શોધી કહાડશું બગલો બોલ્યો છોકરા અહીંયાંથી કેટલાએક કોળી જતા હતા, તે બોલ્યા કે એક દહાડો પુષ્કળ જાળો લાવીને સઘળાં માછલાંઓને લઇ જઇએ તે વાત માહારે કાને પડી ત્યાર પછી મને જે દુઃખની વેદના થાય છે. તે કેહેવાતી નથી એમ સાંભળતાંજ સરવે માછલાં ગભરાઈ ગયાં અને તેને પુછવા લાગ્યાં, એનો કાંઇ ઉપાય છે કે અમારો પ્રાણ બચે, બગલો બોલ્યો એનો શો ઊપાય હું પંખી તે માણસ તે સાથે કાંઇ પુરૂ પડાય, જો કદાચ તમે મારા ઉપર વિશ્વાસ રાખી બીજા તળાવમાં જવા ચાહાશો તો તમને મારી પાંખ ઉપર બેસારીને લઇ જઇશ એ માહારે હાથ છે, માંછલાંએ ભોળપણમાં તે બગલાની વાત સાચી માની, ત્યારે એક કહે છે મને લેઈ જા. બીજા કેહેછે મને એમ તેને ગલે પડવા લાગ્યા. પછે બગલો એક એક માંછલાંને પાંખ ઉપર બેસાડીને જરા દુર લેઇ જાય અને એક પથરા ઉપર બેશીને સુખેથી ખાતો જાય એમ કેટલાએક દહાડા સુધી ચાલ્યું, એક દિવશે કરચલો કેહેવા લાગ્યો હે મામાજી હવે તો મને લઇ જાઓ બગલો બોલ્યો સારૂ ચાલ, પછે તે કરચલો તેની પીઠ ઉપર બેશીને જાય છે, તેણે તે પથરો જોઇને માંછલાંનાં હાડકાંનો ઢગલો પાસે પડેલો દીઠો, ત્યારે બગલાને પુછે છે, મામા તે તળાવ હજુ કેટલું દૂર છે. તે સાંભળી સુખી થઇશ, તે વેળા મામા હશ્યા, અને બોલ્યા છોકરા સબુર કર, પેલા પથરા ઉપર જેમ સગળાં માંછલાં સુખ પામ્યાં તેમ તું પણ પામીશ, માટે હવે તાહારા દેવતાનું સમરણ કર, તે સમયે કરચલો તેનો મનસુબો જાણીને વિચાર કરે છે, માહારૂં મોત આવ્યું તો ખરૂં. હવે બીહીને શું કરીએ, એવે સમે કાંઇ ઉપાય ચાલે તો કરૂ. કહ્યું છે કે.

ભયની વાતને તો એટલા સુધી બીહીવું કે જેટલા સુધી તે આવી પુગે નહી એકવાર આવી પડી ત્યારે તેને ટાળવાનોજ ઉપાય કરીએ.

માટે જેટલા સુધી એણે મને આ શીળાની ઉપર નથી મૂકયો તેટલા સુધી મારા તીખા નખથી એની ગરદન તોડીશ તો જીતીશ. પછી તે કરચલે તેમ કરતાં વાંતજ બગલે પ્રાણ છોડયા, કરચલો પણ કમળના દીંટ સરખી નરમ અને પોચી તેની ગરદન લેઇને પાછો તળાવ પાસે આવ્યો, અને માછલાંને સર્વે વરતમાન કહીને બોલે છે. હવે તમે સુખેથી રહો. તે વિશ્વાસ ઘાતકીને મેં માર્યો. ને તેનું શીર તમને દેખાડવા સારૂ લાવ્યો છું એ વાત કહીને શીઆળ કાગડીને બોલ્યો બેહેન હવે તને હું ઉપાય કહુછું તે કર. કોઈ એક મોટા મનુષ્યની બાયડી અંગ ધોતાં ગળામાંથી રતનનો હાર કાહાડી બાહાર મુકશે. તે તું તેના દેખતાં લઇને ઉડી આવ, ને તે હાર તારા શતરના દરને મોહોડે મુક એટલે તે માર્યો જશે, પછી તે કાગડીએ તેમ કર્યું, ત્યારે તેની પછવાડે ચાકરો દોડી આવ્યા, ને ઝાડ ઉપરથી હાર લેવા ગયા. ત્યારે સાપ દરમાંથી ફુફાટા મારવાને લાગ્યો, તેને તરત મારી નાખીને હાર લઈ ગયા, માટે હે કરટક જેને બૂદ્ધિ છે તે શું કરી ન શકે કહ્યું છે જેહને બુદ્ધિ છે. બુદ્ધિ બળ જેહેને નથી. તેનું અંગ બળ કાંઇજ કામનું નહીં. બુદ્ધબળ થકી એક સસલાએ એક સીંહને મારી નાંખ્યો. કરટક પુછે છે તે કેમ થયું હશે, દમનક કહે છે સાભળ ભાઈ.

## કથા ૯ મી શહીં અને સસલો.

કોઈ એક વનમાં મંદમોત નામે સહી રેહેતો હતો, તેઉ નિમતપણે કરીને જનાવરોને મારતો ફરે, એક દીવશે સરવે જનાવરો એકઠાં થઈ તેની પાસે ગયા. અને વિનંતી કરવાં

લાગ્યાં. મેહારાજ એ શું તમે જો એમજ જનાવરોને મારશો તો કેટલા એક દહાડા પછી બધાંનો નીરવંશ થશે, પછી તમેજ ભુખે મરશો, માટે તમારી ભુખ જેટલું એક એક જનાવર તમને અમે નીત આપતાં જઇએ. એટલે તમારૂં અને અમારૂં પણ કામ થશે કહ્યુંછે જે રાજા રસાયનની પેઠે થોડું થોડું પ્રજા પાસેથી લેતો જાય છે. તે સારી પુષ્ટીને પામે છે. પ્રજાનું પાલણ કરીને ભંડાર વધારવો જેમ માલી ઝાડને પાણીને તેના પુષ્પ ફળ લેછે. અથવા ગાયનું પાલન કરીને જેમ દુધ લઇએ, તેમ રાજાએ પણ કરવું.

પ્રજાનું પાલન કીધાથી કીરતી વધે. ને પીડા કર્યાથી અધરમ થાય ને તે રાજા રાજભ્રષ્ટ થાય છે. હેવાં જનાવરોનાં વચન સાંભળી સીંહએ તે વાત કબુલ કરી. પછી તે વારા પ્રમાણે દહાડી એક એક જીવ આપતા જાય. તે ખાઈ શીંહ સુખેથી રેહે. એક દહાડો એક તીવ્ર બુદ્ધિ હેવે નામે સસલો ઘણો ચતુર હતો તે ઉપર વારો આવ્યો ત્યારે તેણે વીચાર્યું જે એ દુષ્ટ સીંહને જો મારીશ તો સઘળાં જનાવરોને સુખી કરીશ એ સરખું બીજું શું પુન્ય છે. કહ્યું છે. બ્યાશ દેવજીએ અઢાર પુરાણ કહ્યાં તેનો શારાંશ એ છે જે પરોપકાર જેવું બીજું કશું પુન્ય નથી.

એવો વીચાર કરી તે સસલો સીંહનો જમવાનો સમો ટાળીને તેની પાસે ગયો. તેને સીંહ રીશ ચડાવીને બોલે છે. રે અધમ તું એક તો નાહાનલો, બીજું મોડું કરી આવ્યો, માટે તારા ગુનાથી જો હું તને તરત મારૂં અને કાલે સઘળાં જનાવરોને પણ નાંશ કરૂં, તો એમાં મને કાંઈ પાપ લાગશે નહીં. સસલો પગે પડી બોલ્યો, સ્વામી ઉતાવળા માં થાઓ અને ધીરજથી મારૂં વચન સાંભળો આજ સ્વામીની શેવા ચુકી એમાં મારો અપરાધ નથી, અને સઘળાં જનાવરોનો પણ નથી. હું તો નાંનલો માટે સઘળાંઓએ વિચાર કરી મારી સાથે બીજા ચાર સસલા મોકલ્યા તે સમે મારગમાં આવતાં વીવર માંહેથી એક સીંહ નીકળ્યો તેણે અમને અડાવ્યાં અને પુછવા લાગ્યો તમે ક્યાં જાઓ છો, મેં તમારૂં નામ દીધું ત્યારે તેણે કહ્યું આ વનનો રાજા હું છું. મંદમતી તો ચોર છે, અને જો તે રાજા હશે તો મારે પાસે એ ચાર સસલાઓને મુકી તેને તું લઈ આવ તેના ને મારા મળી ચાર હાથ થયા પછી એમાંથી જે જીતશે તે તમારૂં ભક્ષ કરશે. એમ કહી મોઢામાંથી જે તમને વાંકુ બોલો છે, તે મરાથી નથી કેહેવાતું, તે સાંભળતાંજ સીંહ બોલ્યોરે એવું છે તો તે ચોર ક્યાં છે, તે મને અતરઘડી દેખાડ જે હું તેને મારીને પ્રથ્વી પાછી લઇશ સસલો બોલ્યો સ્વામી ખરૂં કાહો છો, પણ તે કીલામાં છે ને કીલામાંનો શતરૂ બળવંત કહયો છે. હજાર હાથીએ લાખ ઘોડાએ નથી થતું તે એકલા કીલાથી થાય છે. કીલાના બરૂજ ઉપર રહીને એકલો માણુસ સો માણુસને હેરાન કરે છે. દાઢ વગરનો સાપ મદ વગરનાં હાથી વશ થાય છે. તેમ કીલા વગરનો રાજા પણ. સીંહ બોલ્યોરે કીલાવાળો છે તો મને દેખાડ, કે જેટલા સુધી તે વધો નહી તેટલા સુધી મારી કાહાડું કહ્યું છે. શતરૂ તથા રોગ તથા દેવું એ વધે નહી તેટલામાંજ મારી કાઢેતો તે બળવંત છે તોએ પણ તેઉના હાથથી પછી માર્યો જાય છે. સસલો બોલ્યો હેવું છે તોએ પણ તેનું બળ જાણ્યા વિના તે ઉપર જવું તમને ન ઘટે કહ્યું છે.

શતરૂની શકતી ન જોતાં જે ઉતાવળો થઈને તેના ઉપર જાય છે. તે પતંગ જેમ અગન ઉપર નાશ પામે છે, તેમ નાશ પામે છે. સીંહ બોલ્યોરે તું ઘણી વાતો ન કર, તે ચોરને દેખાડ, તે સાંભળીને સસલો બોલ્યો સારૂ તો ચાલો દેખાડું છું પછી તે બે જણાં એક વાવડી પાસે આવ્યાં ત્યારે સસલો સીંહને કેહે છે, માહારાજ તમારા પ્રતાપ આગળ કોણ ઠરી

શકે. એતો નાશીને પોતાના કીલ્લામાં બેઠો. ચાલો આપણ તેને ત્યાંથા શોધી કહાડીએ પછે સસલો કુવાના કાંઠા ઉપર ગયો, માંહી જોઇ સંહીને તેડીને કેહે છે. સ્વામી જોઈ લેવો. આ તમારો શતરૂ શંહી કુવા માંહે જુવે છે, ત્યારે તેણે પોતાની પડછા પાણીમાં દીઠી, તેને શતરૂ એમ માની મારૂ અને કાલે સઘળાં જનાવરોનો નાશ થયો, શંહીએ આંખ ફેરવી તો તેણે પણ ફેરવી એ હાથ હલાવે તે પ્રમાણે તે પણ હલાવે. તે જોઈ રીસ કરીને શહીનું માથું ફુટ્યું, પછી તે કુવામાં કુદી પડયો ને મરણ પામ્યો. માટે હે કરટક તને કહુ છું, જેને બુદ્ધિ છે, તેને બળ છે, જો કે શહીં કેટલો અને સસલો કેટલો પણ બુદ્ધિ કરીને પેલાએ પેલાનો પ્રાણ લીધો, કરટક બોલ્યો. ભાઈ કાકતાલ રીતે કરીને સસલો જીત પામ્યો, માટે તે દાખલો લઇને એકાદો નબળા સાથે લાગે તો પોતાનો પ્રાણ મુકે, માટે મોટાઓની વાતમાં આપણ પડીએ નહીં દમનક બોલ્યો એતો તારી નારશીદીની વાતો છે. જે આપણ સાથે જેમ ચાલે તેને સાથે આપણ તેમ ચાલીએ, નબળાએ તથા સબળાએ પણ ઢીલાઇ થઇને પ્રયત્ન મુકવો નહી. કહ્યું છે, જે સદા પ્રયત્ન છોડતો નથી તેનું કારજ સીધ થાય છે. પરાકરમ ઉપર ભરૂંસો મુરખ રાખે, પરેતન કીધા ને જે કામ ન બની આવે તો પછી આપણી ઉપર ઠપકો નહીં. જો એક શાલવીએ ઉદયોગ કર્યો તો રાજ કન્યા પામ્યો, તે કથા કહુછુ સાંભળ.

## કથા ૧૦ મી—શાલવી અને રાજકન્યા.

ગોડ દેશમાં વિરાટ નામે નગર છે ત્યાં એક સાલવી અને બીજો સુતાર એ બેઉને માંહો માંહે મીત્રાઈ હતી. એક અવસરે કોઇ મોટુ પરવ આવ્યું તે દિવસે માતાની જાત્રાએ બેઉ જણ ગયા. ત્યાં રાજા મકરધ્વજની દીકરી દરશન કરવા આવી હતી તેને દેખીને સાળવીને કામ જાગ્યો તેથી ઘણો દુ:ખ પામવા લાગ્યો તે સુતારે જોઇ વારયો પણ તેનો જીવ ઠામ ન આવે. એટલે સુતારે વિચાર્યું જે કામ વીકરથી મારો મીત્ર મરી જશે તે માટે કાંઈ ઉપાય કરૂં. સુતાર મોટો કસ્બી હતો તેણે એક લાકડાનો ગરૂડ ઘડયો તે ગરૂડને એવી કળ દીધી જે તે દાબ્યાથી આકાશ પથે કરીને ચીતવે ત્યાં જાય તેમજ લાકડાના હાથને શખ ચક્ર ગદા પદમ પણ બનાવ્યાં પછી તે સાળવીને શ્રી વીશનુનો વેશ લઈ ગરૂડપર બેસાડીને કળ દાબવા શીખવી તેણે કરીને તેજ રાતે તે રાજકન્યાના મેહેલ ઉપર ગયો ને ગરૂડને છાપરા ઉપર મુકીને બારી માંહેથી રાજકન્યાના પલગ પાસે આવ્યો, અને સુતી ઉઠાડીને બોલે છે હે રાજપુત્રી બય નહી પામીશ હું વીશનુ તારો ઉધાર કરવા સારૂ વઇકુંઠથી આવ્યોછું. એવુ સાંભળી રાજપુત્રી જુવે છે તો બધો વીશનુનો આકાર દીઠો ત્યારે મનમાં વીચાર કરે છે કે મારૂં મોટું ભાગ્ય જે મારે મંદીરે શ્રી ભગવાનજી પધાર્યાં એમ ઘણો હરખ પામી પછી પલગ ઉપરથી ઉતરી હાથ જોડી આગળ ઉભી રહી. એટલે સાળવી બોલ્યો હે રાજપુત્રી તુ સાંભળ તારી કરૂણા મને આવી. તું ગએ ભવે મારી સ્ત્રી હતી, તેં મારો અપરાધ કીધો હતો, તેથી મેં તુને શરાપ આપ્યો, એટલે તું રાજપુત્રી થઈ હવે તને સરાપથી છોડાવીને વળી વરવા આવ્યો છું તે સઘળુ સાચું માનીને રાજ પુત્રી રાજી થઇ, જે ભગવાનને તેડીને હવે બીજાની ઇચ્છા કરે, પછી તે સાળવીએ ગંધર્વ વીવાહ કરી તેજ રાતે રાજકન્યાસાથે સંસારના સુખ ભોગવ્યાં પરભાતે ઘેર જવા લાગ્યો, એટલે રાજકન્યા બોલી અરે મહારાજ માહારો પ્રાણ ગ્રહણ કરી, હવે કેમ છોડી જાઓ છો, સાલવી બોલ્યો, રે સ્ત્રી તું ચીંતા નહી કર તારી પાસે નીત્ય આવીશ; પણ કોઇ આગળ એ વાત કહીશ માં કેમકે લોક મને સુખે રેહેવા નહી દેશે, તારા પિતાને જે વારે સંકટ પડશે તે વારે તેને કામે તરત હ-

ડમો આવીશ. એમ કહી શાલવી ગરૂડ ઉપર બેશીને પોતાને ઘેર આવ્યો એ રીતે તે સાલવી રાજ કન્યા પાસે નીત્યે જાય ને તેના જોગથી રાજપુત્રી ઉપર ગરબના લક્ષણ દીસવા લાગ્યાં. તે રખેવાલે દીઠાં જે પુરૂષ તો ક્યાંના પેશી ન શકે અને એ કેમ થયું હશે, એવું વિચારી તેઓએ રાજા આગળ જથારત વાત કહી. તેથી રાજા ચીંતાતુર થયો, તેણે રાણીને કહ્યુ રાણીએ જઇ જોયું તો રખવાળે કહી હતી તે વાત સાચી મળી. પછી દીકરીને પુછયું, ત્યારે તેણે સર્વ વરતમાન કહયુ પછી માતાએ પુત્રીને કહયું કે અમને દરશન કરાવ, પુત્રીએ કહયું હું પુછીને કહીશ પછી રાતે સાલવી આવ્યો, તેને સર્વ હકીકત કહી. સાલવીએ કહયું જાળાંમા રહી સુખેથી દરશન કરે, પછી રાજાએ તેમજ કર્યું. તે નજરે દેખી રાજા રાણી ઘણા હરખ પામ્યા, જે આપણાં મોટાં ભાગ્ય જે ભગવાન આપણા જમાઇ થયા. માતા ઘણી ખુશી થઇ અને તણે રાજાની આગળ કહયું પછી તે સાલવી સુખેથી ખાય પીએ ને આનંદ કર. એવામા રાજા વારે તે છોકરીની કીર્તી સાંભળીને તેને માગવા માણસ મોકલ્યા, તેઓએ રાજા મકરધ્વજને કહયું જે તારી છોકરી આપ નહી તો સંગરામ કર તે સાંભળી રાજાએ વીરના માણસોને મારી કાહાડયા, તે વારે રાજા વીરને ક્રોધ ચડયો ને ચતુરંગી સેના લેઇ મકરધ્વજનું શેહેર વીટી વળો, એટલે પ્રજા દુઃખ પામવા લાગી. પછી રાજાએ જઇ છોકરીની પ્રાર્થના કરી ત્યારે છોકરીએ સાલવીના આગળ વાત કરી ત્યારે સાલવી વિચાર કરવા લાગ્યો કે હવે મને બેઉ કોરથી મરણ આવ્યાં જો જીવતાં સ્ત્રી જાએ તો તેના વિજોગથી મરી જઈશ અને જુદ્ધ કરવા જાઇશ તોએ પણ મરી જઇશ. એવું વિચારીને સાલવીએ કહયું કે જા તારા બાપને કેહે કે સવારે લશ્કર તયાર કરી લડવા માંડ, હું તને સાહાય કરીશ. કાંઈ ચીંતા માં કરીશ પછી સવારમાં તે સાલવી ગરૂડ ઉપર ચડયો અંગમાં સુરાપણું ચડયું છે જે મારીં ચકચુર કરૂં તે સમે એ વાત વિષ્ણુને જાહેર થઇ પછી વીષ્ણુંએ વિચારયું જે એને માર્યો જશે. પણ લોકો એમ કહેશે કે રાજા વીરે વીષ્ણુંને માર્યો એટલે મનુંષ્ય લોકમાં મારો અપજશ થશે એવું વિચારી વિષ્ણુએ ગરૂડને કહયું હે ગરૂડ આજ તો મનુંષ્ય લોકમાં શાલવીએ આપણી લાજ ખોવાનો ઉપાય કર્યો છે તો હવે શું કરીએ માટે જુદ્ધમાં મરીશ તો સારૂં જે મને સ્વર્ગ મળશે ગરૂડ બોલ્યો હે મહારાજ તેની બરદાશ કરો. જેમ આપણી મોટાઈ રહે. પછી શ્રી વિષ્ણુએ પોતાનું તેજ સાલવીમાં મુક્યું, ને ગરૂડે લાકડાના ગરૂડમાં મુક્યું તે સમે તે સાલવીનું સ્વરૂપ વીષ્ણુનું બની રહયું તે કઉતક ઈંદ્રાદિક દેવતા જોવા આવ્યા પછી શાળવીએ શંખ વગાડયો તેથી શત્રુનું લશ્કર મુરછા પામી પડયું એટલે ચક્ર ફેરવ્યું તેથી ઘણા ખરા લશ્કરના માથાં કપાણાં તે વારે રાજા વીર પોતે નાઠો. અને શાળવીની ફતેહ થઇ માટે હે કરટક જો તું સલાહ આપીશ તો બુદ્ધિનો ખેલ કરીને બેઉમાં વિરોધ પાડીશ. કરટક બોલ્યો એવું છે તો સુખે જા અને તારૂં મન ગમતું કર. જે પછી સંજીવક પોતે પાસે નહીં. એવો સમો જોઇને દમનક પીંગળ રાજા પાસે ગયો. તે જુહાર કરી આગળ ઉભો રહો, ત્યારે પીંગલ પુછે છે રે ક્યાંથી આવ્યો ઘણે દહાડે દીઠો તને કુશળ તો છે દમનક બોલ્યો હે માહારાજ તમારે તો અમારૂ કામ નથી. માટે આવતા નથી પણ જ્યારે તમારૂં કંઇ અનહીત દેખીએ ત્યારે અમારો જીવ બળે છે ત્યારે તમને કહ્યા વગર નથી રેહેવાતું માટે આવ્યો છું કેમકે કહી મુકીએ પછી આપણા ઉપર દોશ નહી. હે સ્વામી મીઠું બોલનારા તો ઘણા મળે છે. પણ કડવું અને હિતકારી વચન બોલનારા તથા સાંભળનારા દુર્લભ. આપણ જેવું કલ્યાણ ઈછીએ તેના સારાની વાત વગર પુછયાથી

પણુ કહીએ, તેને મીઠી લાગો કડવી લાગો અથવા માઠી લાગો. પીંગલ બોલ્યો, અરે એવું શું છે તે કેહે દમનક બોલ્યો હે દેવતા તમારો વાહાલો જે શંજીવક તે આજે મારી પાસે એકાંત એમ બોલતો હતો કે દમનક તું માહારો મીત્ર માટે તારી આગળ કેહેવાની કાંઈ ચીંતા નથી હું પીંગલ પાસે આટલા દીવસ રહ્યા તેથી તેની બુદ્ધિની અને શક્તીની મને ખબર પડી. તે ઉપર મેં એમ ધાર્યું છે જે એને મારીને હું રાજા થાઉ. તને કુલ અખતીઆરી પ્રધાન કરૂં. કેમ આ વખત ઠીક છે મેં કહ્યું ઠીક છે. માટે હે સ્વામી હવે તમે તમારૂં જોઇ લ્યો સીંહે તે વજર સરખી કઠણ વાત સાંભળીને અચેત થયો, તે જોઈ દમનક કેહે છે. હે રાજા વચન છે કે જે રાજા એકજ પ્રધાન ઉપર સઘળા રાજનો કારભાર સોંપે છે તે પ્રધાનને પછે ગર્વ થાય છે અને ગરવથી તેને રાજાનું વચન સેહેતું નથી માટે તેની સત્તા હેઠળ રેહેવા ચાહાતો નથી. પછી રાજાનો નાશ કરીને રાજની ઇચ્છા કરે છે. પીંગલ બોલ્યો રે દમનક એ તું શું કહે છે. રે તેને હું મારા જીવ સરખો ગાહુછું તે મારા ઉપર એવી બુદ્ધિ નહી કરશે. માટે માહારા મનમાં તેને વિશે વાંકુ આવતું નથી. દમનક બોલ્યો સાચી વાત પરંતુ લક્ષણુ એમજ છે, તેમાં તમારો શો વાંક, કહયું છે. ઘણા રોગથી ભરેલું એવું પણુ પોતીકું શરીર પોતાને વાહાલું લાગે છે, તેમ સારો અગર માઠો પણુ જે વાહાલો તે વાહાલોજ લાગશે. પણ સ્વામીએ શંજીવક પાસેથી તમારે શો નફો જે તમે એટલી મમતા તે ઉપર રાખો છો, એનાથી તમારા શતરૂ માર્યા જાય નહી, તેની સંગથી તમને મોક્ષ મળશે તે પણુ નહી. અને વળી મનનો ખોટો તો એવા નીરગુણીને પાસે રાખવાનું શું કામ તે કહો. માહારાજ જે દુરજન તે દુરજનજ, કહયું છે. દુરજનની ગમે તેટલી શેવા કરો, પણુ અને પોતાનો સ્વભાવ મુકે નહીં. જેમ કુતરાની પૂછડી વાકીની વાંકી દુરજન ઉપર ઉપકાર કર્યો તે ફોકટ ગયો, મુરખ આગળ શુભાશીત કહયું તે ફોકટ ગયુ જે સાંભળનાર નહીં, તેને હીતની વાતો કહી તે ફોકટ ગઈ. પીંગલ બોલ્યો તે વાત સાચી પણુ જે મોઢેથી આપણુ એક વાર જેનું સારૂં બોલ્યા તેજ મોઢેથી તેનું માઠું બોલીએ નહી. કહયું છે. મોટા છે તે દુરજન પર કોપતા નથી જેમ શેરડી ચકરમાં નાંખી તોએ પણ કડવો રસ નહી આપે.

પેહેલાં કોઇ સાથે પ્રીતજ નહી કરીએ, કીધી તો નીત વધારતા જઇએ. આપણુ જેને વધારીએ તેને આપણુ ઉતારીએ એમાં મોટાઈ નહી. જે આપણું સારૂં કરે છે. તેની સાથે સારા ચાલ્યા તેમાં લખતું શું કર્યું. પણુ જે ભુંડું કરનારને સારૂં કરે છે તેને મોટા કહે છે. માટે એ શંજીવક મારૂં મનમાં ભુંડું ચીંતે છે તોપણુ હું એનું સારૂંજ કરીશ. દમનક બોલ્યો માહારાજ તમે કહોછો એ વાત સાચી પણુ એ રાજાનો ધરમ નહીં, તેમ એની મીત્રાઈથી તમારૂં રાજકાજ બધું ગયું. તે ગયાથી સરવે જનાવરો વેગળાં થયાં. કાંકે તમારે હાથે તેઓનું પાલણુ થતુ નથી, હવે તમે રાજા શાને માટે જેની સગતથી એટલો અવગુણુ થયો, તેને છોડીએ એમાંજ સારૂં કર્યું છે

એકજ પાણી તે તપેલા લોઢા ઉપર પડે તો ભસ્મ થાય, કમળનાં પાતરાં ઉપર મોતી સરખું દીસે. શીપમાં પડ્યું તો મોતી થાય પુરૂષને પણુ તેમજ જેવી સંગત લાગે તેવો થાય માટે નીચનો શંગ છાંડીએ તે જેનો આચાર સારી પેઠે નથી જાણ્યો. તેટલા સુધી તેની સંગત કરે નહી જેમ એ જુવે માંકણુનો સ્વભાવ ન જાણુતાં સંગત કરી તો મરણુ પામી. પીંગલ પુછે છે તે કેમ થયું હશે. દમનક કહે છે. રાજા સાંભળો.

---

## કથા ૧૧ મી—જુ અને માંકણ.

કોઇ એક રાજાના મંદીરમાં મનને રમાડે તેવી સજ્યા હતી તેની ઉપર એક મંદમતી એવે નામે જુ રહેતી હતી તે અમરત સરખુ રાજાનું લોહી પીઈને સુખેથીકાળ કાઢે એક સમે પવનને ઉડાવે દંદુક નામે કોઇ માંકણુ તે સજ્યા ઉપર પડયો તે સંકેત બરફ જેવી અને નરમ માંખણુ જેવી રાજાની સજ્યા જોઇ મનમાં હરખ પામ્યો તે ઉપર ઈહાંતીહાં ભમે છે તેને તે જુ મળી ત્યારે બોલી રે મુરખ આ રાજાના મંદીરમાં આવવાનુ તારૂં શું કામ તું અહીંથી તરત જા નહીંતો માર્યો જઇશ માંકણુ બોલ્યો રે બાઇ તું ગ્રહસ્થ દેખાય છે. માટે એમ માં કહે કહયુ છે.

પ્રજાને રાજા મોટો, છોકરાને બાપ મોટો, બાયડીને માંટી મોટો અને સંધાઓને પરોણો મોટો. ઘરબારીનો આ ધરમ છે કે કોઈ હલકો માણસ પણ આપણે ઘેર પરોણો આવ્યો તો તેનો આદરમાનથી બોલી એમ કહેવું આવો બેસો ઘણે દહાડે તમને દીઠા તમે ખેમકુશળ તો છો. ઘણા નબળા દીસો છો આજ આનંદનો દીવશ જે તમે મળ્યા. માટે હું તો તારો પરોણો ને આશા ભરેલો આવ્યા છુ જુ બોલી તું શુ ચાહે છે તે બોલ્યો મેં આજ સુધી ઘણી તરેહના માણસનું લોહી ખાધુ પણ તેમાં કાંઇ મીઠાશ લાગી નહીં રાજા મીઠાં મીઠાં વાનાં નીત્ય ખાય છે તે માટે એનું લોહી અમરીત સરખું હશે તેટલું મને ચખાડ તે વાસ્તે મારી જીભલડીએ લાળ છુટે છે. કહયું છે. સારૂ ખાવુ એ કરતાં મરતુક લોકમાં મોહોટુ કાંઇ સુખ નથી ખાવાને કાજે સઘળાં પ્રયત્ન કરે છે, પેટ જો ના હોય તો કોઇનો કોઈ ચાકર થાય નહીં, કોઈનું કોઈ સાંભળે નહીં, ચાકરી કરવી ખોટું બોલવું, નીચની સંગત કરવી પરદેશ જવું એ સઘળાં વાનાં એકલાં પેટને કાજે. જુ બોલી રે ભાઇ રાજાને સારી પેઠે ઉંઘ આવે છે ત્યારે હુ તેનું લોહી પીઉ છુ, જો તું ઉતાવળો નહી થાશે ને મારી સાથે ભોજન કરશે તો મારે ઈહાં રહે. તે બોલ્યો સારૂ એમ તે બે જણાં વાત કરે છે એટલામાં રાજા સુવા આવ્યો તે વારે તે માંકણને ધીરજ રહી નહીં ને તેને ઊંઘ આવી નહી એટલામાં જઇ ચટકો લીધો જુવે વારયો તોએ પણ તેનું માન્યું નહીં કહ્યું છે કે—

જેનો જે સ્વભાવ તે તે મુકે નહીં. પાણી તપાવ્યું તોએ પણ થડું થાય છે. તે વેળાએ અંગાર જેવું તેનુ મોઢું રાજાના કોમળ શરીરને લાગતાંજ વાર તેના શરીરને અગન થઇ ત્યારે બીછાના ઉપરથી ઉઠીને શેવક લોકોને કહે છે. અરે મને શું કરડયું તે દીવો લઇને જુવો, શેવક દીવો લાવ્યા તેટલામાં માકણ તો નાશીને પલગની સાંધમાં ભરાઇ ગયો, ને જુ દોડી શકી નહીં તે હાથ લાગી તેને તેઓએ તરત મારી નાંખી. માટે હે રાજા સંજીવકને મારશો તો સારૂં, નહીંતો એના કરતાં તમે મરણ પામશો.

બીજું જેણે પોતીકા દુર કીધા ને પારકા પાસે લીધા તે નાશ પામે છે. જેમ એક ખસદુરમ રાજા નાશ પામ્યો. શંહી પુછે છે, તે કેમ થયું, દમનક કહે છે. રાજા સાંભળો.

### ખસદુરમ શીઆળની.

કોઈ એક વનમાં ચંદરવય એવે નામે શીઆળ હતો તે એક વેળા ભુખ્યો ભમતો ભમતો નગરમાં ગયો તેની પછવાડે કુતરાં લાગ્યાં, એટલે ભયનો માર્યો એક રંગારાના ઘરમાં ભરાઇ ગયો ત્યાં ગળીના રંગનો એક રીજાણુ દારેલો હતો તેમાં પડયો ને રંગમાં રંગાણો પછી ત્યાંથી નીસર્યો અને વનમાં ગયો, તેના દીલે રંગ લાગ્યો હતો તે ગયો નહીં કહયું છે. મુરખ બાયડી, વાંનર, માછલાં, ગળી અને દારૂ પીધેલું માણસ એ એક વાર જે લે તેને છે-

ડતા નથી. પછી તેને જોઇ સંહી સુધાં સઘળાં જનાવરો બીક પામ્યાં. નહાશીને માંહો માંહે વીચાર કરવા લાગ્યાં કે એ નવું કોણ જનાવર હશે, એને ઓળખ્યા વીના આપણે એની સંગત કરવી ન ઘટે કહયું છે. જેનો આચાર, વીદ્યા, કુળ, પ્રાક્રમ જાણ્યા નથી ત્યાંહાં સુધી તે ઉપર વિસ્વાસ રાખીએ નહીં.

એમ તે જનાવરો ભય પામતાં જોઇ શીઆળ તેઓને હાક મારીને કેહે છે, રે બીહીશો માં માહારૂ નામ ખશદુરમ મને બ્રહ્મદેવે હલેજ સરજીને તમારા ઉપર રાજ કરવા મોકલ્યો છે. તો મારી પાસેથી તમને સુખજ થશે. જનાવરોએ તે વાત સાચી માની ને તેની આજ્ઞામાં રહ્યાં. પછી તે શીઆળે શીહને પ્રધાન કર્યો, વાઘને સેનાધીપતી હાથીને ચોપદાર. વાનરને છતરધાર, એ પ્રમાણે સહુને અધિકાર આપ્યો, ને પોતીકી જાતને ધમકાવીને કહાડી મુકી પછી શહી વાઘ અને બીજાં જનાવરો જે જે જીવ મારી લાવે તે શીઆળની આગળ મુકે, એટલે તે સઘળાંઓને વેંચી આપે, એમ રાજ કરતાં ઘણા એક દીવસ આનંદમાં ગયા, કોઈ એક રાતે બરફ જેવું ચાંદરણું પડેલું છે તે સમે શીઆળ રાજા બાહાર ફરવા નીકળ્યો, એટલે પોતાની જાતનું ટોળું આશપાશ હશે તે ભુંકવા લાગ્યું તે સાંભળીને શીઆળને આનંદ થયો, તેથી પોતે પણ ભુંકવા લાગ્યો. તે કાને પડતાંજ વાર તે શીઆળ એમ ઓળખીને શંહીએ તેને મારી નાંખ્યો માટે હું રાજા તમને કહું છું કે તમે પોતીકા દુર કરવાને પારકા પાસે લાવ્યા, એમાં તમારૂં સારૂં નહી થશે, શંહી બોલ્યો રે દમનકને નીશ્ચય કેમ થાશે કે તે મને મારવા ચાહે છે દમનક બોલ્યો રાજા કાલે તમને મારવા એમ તેણે મારી પાસે નિશ્ચય કર્યો છે. માટે સવારમાં આવશે ત્યારે તમારા ઉપર રાતી આંખ્યો કરી જોશે, શીંગડાં તૈયાર કરી રાખશે, ને કાન ચડાવશે. તે જોઈ જેમ કરવું ઘટે તેમ કરજો, એમ કહીને દમનકે રાજાને નમસ્કાર કીધો ને ત્યાંથી નીકળ્યો, તે શંજીવક પાસે ગયો, તેને જોઈ શંજીવકે બેસાણું આપ્યું ને બોલ્યો ભાઈ કેમ આવ્યો છે, તને ખેમ ખુશળ તો છે. તારે કાંઇ જોઈતું હોય તો માગ જે નહી આપવા જેવું હોય તે પણ આપીશ કહયું છે. આ જગતમાં તેજ પુરૂષને ધન કહીએ તેનેજ ડાહ્યો કહીએ ને તેનેજ કીરતીવાન કહીએ જેને ઘેર ચાર ઇષ્ટ મિતરો આવીને પોતાના કામો કરીને જાય છે.

દમનક બોલ્યો ચાકર માણસનું ખેમખુશલ શું પુછોછો કહયું છે. જે રાજાના સેવક તેની દોલત ઉપર તેની સત્તા નહીં તેનુ મન સ્થીર નહી, તેને પોતીકા જીવનો પણ બારોસો નહી. જુવો જુવો ચાકર કેટલા મુરખ કે શરીર સરખી વસ્તુ તે પણ પૈસાને સારૂ બીજાને સ્વાધીન રાખે છે. પેહેલું એજ જગતમાં જન્મ એજ ભુંડું દરીદ્રી થવું એ તેથી ભુંડુ તેમાં પણ સેવા કરીને પેટ ભરવું એ સંધાથી ભુંડું એ પાંચ જણા જીવતા મુવા કહ્યા છે દરદરી, રોગી, મુરખ, પરદેશી ને જે સદા ચાકરી કરનાર. સેવક જો કદાચ મરજાદાથી વધતું બોલે નહીં તો તેને મુગો કહે છે વધતું બોલે તો વાચાળ, જો સહે તો બીકણ, નહી સહે તો ભુંડો, પાસે આવ્યો તો અમરજાદા દુર રહેતો ઘેલો કેહે છે. માટે શેવા સરખું બીજું કાંઇજ કઠણ નથી. સંજીવકે પુછયું ભાઇ દમનક તને જે કહેવું હોય તે મને સુખે કહે દમનક બોલ્યો શું કહું પરધાનને મશલત ફોડવી ન ઘટે કહયું છે. જે પ્રધાન વિશ્વાસઘાત કરી રાજાની મસલત ફોડે છે તે સઘળુ રાજ કાજ બગાડીને પોતે નરકમાં જાય છે. જે પરધાને મસલત ફોડી તેણે વગર હથીઆરે રાજાની ગરદન કાપી એમ જાણવું. પણ તુ મહારો પ્રાણ મિત્ર મારા વીસવાસ ઉપર અહી આવ્યો, માટે તને કહું છું કહયું છે. જેના વીશ્વાસ ઉપર જે મુવો તે પાપ વી-

શ્વાસ દેનારને લાગે છે માટે કહુંછુ જે પીંગલ તને કાલેજ મારનાર છે એમ તે પોતે મારી પાસ બોલ્યો, ત્યારે મેં તેને કહ્યુ સ્વામી એ તમને ઘટે નહી એમાં મીત્રદ્રોહ થાયછે કહ્યુંછે.

મ્હોટું પુન્ય કર્યાથી બ્રહ્મહત્યાના પાપથી છુટે છે પણ જે મિત્રનો ઘાત કરે છે તે કદાપી છુટશે નહીં ત્યારે રાજા રીસે ભરાયો ને મને બોલ્યો રે તે મારો મિત્ર શાનો હું માંઉસ ખાનાર ને તે ખડ ખાનર તેનું અમારૂં મુળથીજ વેર છે માટે તેને મારવો એવો મેં નીશ્ચય કીધો છે માટે હે સંજીવક તમે તમારૂં સુજતું કરો એવાં તે દમનકનાં વચન સંજીવક બેલે ખરાં માન્યાં, અને મુરછાંગત થઈને ભોંય પર પડ્યો. તેને દમનક સાવધાન કરીને કહે છે, હવે બીને શું કરો છો જે બની તે બની તેનો શો ઉપાય પછી સંજીવક ઉદાશ થઇને બોલે છે ભાઇ. વનમાં રહીએ ભીખ માગીએ, અથવા મજુરી કરીને પેટ ભરીએ. એ બેહુતર પણ રાજાનો અધિકાર કરીને સંપત મેળવવાને આશા નાખીએ નહી, હું રાજાનો માનીતો છું એમ જે સમજે તે વગર શીંગડાંનો બેલ જાણવો. માટે એની સાથે સ્નેહ કીધો એ વાત મેં ઠીક કરી નહીં. કહ્યું છે. હરણ સઘાતે હરણે પ્રીત કરવી, બેલે બેલ સાથે, મુરખે મુરખ સાથે, અને ડાહ્યાએ ડાહ્યા સાથે પ્રીત કરવી.

જે બેઉની સંપત કુળ તથા જ્ઞાન બરાબર તે બેઉની મીત્રાઇ અથવા સગાઇ કહી છે. હવે સમે શું કરૂં તેને જો શરણ થાઉં તોએ પણ તેનું મન નહી માને કહ્યું છે જેના ક્રોધને કંઈ નીમીત હોય તેને પ્રસન કરી શકીએ, પણ જે વગર કારણ કોપે છે. તેનુ થોગાએ શંહી કોપ્યો એનું કારણ જાણ્યું જે તે મારી ઉપર ઘણી પ્રીતી રાખે છે. તે પાસેનાંઓને સેહેતું નથી માટે તેઓએ ઉલટું સુલટું સમજાવી તેને મારા ઉપર કોપાવ્યો, દમનક બોલ્યો તો તેમાં શું છે, જો તું તેના સમજમાં વાત લાવશે તો તે સમજી જશે, શંજીવક બોલ્યો હવે શું જે એક વાર ચુગલી સાંભળવા ગયો તે વળી સાંભળશે. કાંકે રાજા કોઇ પોતે જોવા જાતો નથી, ચાકરોની આંખથી જુવે છે. અને ઘણું કરીને ચાકર માણસ એક બીજાની અદેખાઇથી રાજાની સાચી વાત કેહતા નથી. માટે રાજા પાસે દુરજનોની અછત નથી પડતી, ને દુરજન છે તે બાહારથી સાધુ સરખો આચાર દેખાડે છે. માટે ઓળખતા નથી કહ્યું છે.

જે દુરજન છે તે પણ પણ નમસ્કાર કરે છે આવ્યો તેને જોઇ ઉભો રહે, પુગાડવા જાય. પ્રીત દેખાડે હેતથી આલીંગન કરે, મીઠું બોલે, સ્તુતિ કરે, ને આટલું કરીને પણ અંતે પોતાનું કરમ કરવા ચુકે નહીં જેમ ઘણા દુરજનોએ મળીને કપટ કર્યુ ને એક બીચારા ઉંટનો પ્રાણ લીધો દમનક પૂછે છે તે કેમ સંજીવક કહે છે સાંભળ.

## કથા ૧૩ મી ઊંટ જેને દુરજનોએ મરાવ્યો

કોઇ એક વનમાં કરાળક એવે નામે શીંહ રેહેતો હતો તેના ત્રણ પ્રધાન એક વાઘ બીજો શીઆળ, ત્રીજો કાગડો, એ ત્રણ પ્રધાન સમેત તે શીંહ એક સમે જંગલમાં ફરે છે તેણે એક ઉંટ દીઠો તે જુવાર કરતો કરતો સીંહ પાશે આવે છે. શંહીએ તેને પુછ્યું તું કોણ છે. ઉંટ બોલ્યો મહારાજ હું તમારો શરણાંગત છું. મારો સમાચાર સાંભળોજી મારો ધણી ધનશેઠ એવે નામે મોટો વેપારી છે. તેણે મારા સમેતે ચાલીશ ઊંટે ઉપર માલ ભરયો ને ભાગાનગરથી અમને મણીપુર લેઇ નગરે ચાલ્યો હતો, ભાર ઘણો થયો તેથી હું દબાઇ ગયો હતો. ને આ વન પાસે આવ્યો ત્યારે ચાલવાની શક્તિ રહી નહીં. માટે બેઠો ત્યારે મને તેણે ઘણા પ્રકારથી મારીને ઉઠાડવા કરયું પણ શું કરૂં હું

થાકયો તે મારાથી ઉઠાયું નહીં તે સમે મારા ઉપરથી માલ ઉતારી મને નાખી દઇ ગયા, તે ચાર દીન સુધી હું એકે ઠેકાણે હતો પછી મહારાજ તમારા વનનો વાયરો લાગતાં લાગતાં મને લગીર હોશીઆરી આવી ત્યારે તમારૂં દરશન કરવા આવ્યો. મારૂં નામ વિકટ એમ કેહે છે. તે સાંભળી સીંહને દયા ઉપની ને કહ્યું કે આજથી તું બાર નહીં ઉઠાન મારી પાસે નિરભે રહે ને તારી પ્રતિપાળક કરીશ, તે વેળાએ કાગડો હસીને કહેવે લાગ્યો ને કહે છે સ્વામી તમે એ શું કર્યું એ આપણો શત્રુ વગર મેહેનતે આપણી પાસે ચાલી આવ્યો તો એને મારીને ભોજન કરીએ સિંહ બોલ્યા, હું એને મારૂં નહી કહ્યું છે કે, શત્રુ છે પણ આપણા ઉપર વીશ્વાસ રાખી ને આપણે ઘેર આવ્યો તેને મારીએ તો બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.

પછે તે ઉંટ સિંહ પાસે સુખથી રહ્યો. એક દહાડો સિંહ હાથી સાથે લડતાં હાથીના દાંત લાગ્યા, તેથી ઘણો જખમી થયો ફરી શકે નહી ત્યારે પ્રધાનોને બોલ્યો કે કોઇ જનાવરો ખોળી લાવો કે તે મારી ભોજન કરીએ, ત્યારે પ્રધાનો ઉંટ સમેત રાનમાં ઘણા ફર્યા પણ કાંઈ મળ્યું નહીં તે સમે ઉંટને એકઠામ રાખીને શીઆળ બીજા બે પ્રધાનોને બોલે છે, આપણે એમ સતાર ખેડી શું કરીએ ઉંટને મારી આજનો દહાડો કહાડી લઈએ તો સારૂ. તેને કાગડે કહ્યું રે શું કહેછે સિંહે તેને અભય આપ્યું છે તો તેને કેમ મરાય ત્યારે શીઆળે જુક્તિ બતાવીને કહ્યું હું સિંહ પાસે જઈ ઠીક કરૂં છું. તમે અહીંઆ રહો. પછે શીઆળ સિંહ પાસે ગયો ને જુહાર કરી બોલ્યો, મહારાજ અમે રખડી રખડી થાક્યા પણ કાંઇ મળ્યું નહીં તો આપણી પાસે ઉંટ છે તે સારી પેઠે બનેલો છે, આજ્ઞા કરશો તો મારીને તેનાં માંસથી આજનો દહાડો કહાડી લઈશું સીંહ રીશ કરી બોલ્યો રે પાપી મેં જેને અભય આપ્યું છે તેને મારીને શું મારા ઉપર પ્રાચીત નાંખવા ચહાતો છો કહ્યું છે કે, ગાયદાન ભોંયદાન, અનદાન, એ સઘળાં દાન અભેદાનથી બરાબરી કરે નહી. શીઆળ બોલ્યો સ્વામી તમે કહો છો તે ખરૂં પણ જો પોતે આવીને મારો કહેશે તો મારશો કે નહીં, સ્વામીએ પણ લીધું જાણીએ, ને ચાકર થઇને સ્વામીને કામે ન આવીએ તો બચીને શું કરવું છે. સ્વામીના જીવને કંઇ થયું તો પછવાડે અમારે મરવુંજ પડશે. તો હવે સેવાગાંજ કેમ પ્રાણ નહી મૂકીએ. કહ્યું છે કે જે કુળમાં જે મોટો છે તે સંધાને મલી રાખવો ઘટે કેમ કે તેનો નાશ થયો તો સઘળાનો થયો જેમ ચક્રને નાભી તુટયો તો પછે આરાં નથી ચાલતાં. તે સાંભળી સિંહ બોલ્યો એમ હશે તો તને જેમ સારૂં દીસે તેમ કર. પછી શીઆળ પાછોવાળ્યો અને કાગડા પાસે આવ્યો ને ઉંટને તેડીને કહેવા લાગ્યોરે ચાલો ચાલો હવે કંઇ જનાવર શોધી લઈ જવું એટલી અવધી રહી નથી ભુખથી સિંહ ગભરાણો છે તો આપણામાંથી એક જણનો પ્રાણ આપીને જો નહીં બચાવશૂં તો તરત તે મરી જશે પછી આપણે શેવક શા કામના કહ્યું છે પોતાનો જીવ આપ્યાથી રાજા બચે છે અથવા રાજાનું કલ્યાણ થાય છે એવે સમે જે શેવક જીવ નથી આપતો તે નરકે જાય છે એમ શીઆળના બોલ સાંભળી સરવે દુખી થયાં ને સિંહ પાસે ગયા તેઓને સિંહ પુછે છે રે કાંઇ લઇ આવ્યા ત્યારે કાગડો બોલ્યો સ્વામી અમે ઘણો પ્રયત્ન કર્યો પણ કાંઇ મળ્યું નહી માટે હવે મને મારો તો સ્વામીને કાજે લાગું ને સ્વરગે જાઉં કહ્યું છે.

જે શેવક સ્વામીના કામ ઉપર પ્રાણ મૂકે છે તે મુવા પછી સ્વરગે જાય છે કે જે ઠેકાણે ઘરડા પણ નહી રોગ અથવા મરણ એ પણ કંઇ નહીં તે કાગડાનું વચન સાંભળીને શીઆળ બોલ્યો અરે ભાઇ કાગડા તારૂં શરીર નાનુ તે ખાઇને સિંહ રાજાનું પેટ નહીં ભ-

શશે કહ્યું છે. પેહેલાં કાગડાનું માંસ અપવીત્ર નેં વળી કૂતરાનું એઠું તે પણ થોડું ને મળીનું કકણ એવું મેળવીને જે ખાશું તો નરપતી નહીં થાય ને પાપ માતર લાગે માટે કાગડા તું વેગળો થા પછે શીઆળ બોલ્યો લો સ્વામી મને મારો કહ્યું છે સ્વામીના સંકટ સમે પોતાના પ્રાણને ધન જે ચાકર તેને આપે છે તે સ્વરગમાં અખે અવાશ રહે છે. તે સાંભળી વાઘે શીઆળને કહ્યું રે તું દુર થા તે પોતીકી અસલાઇ દેખાડી એટલામાંજ તુને સ્વરગ મળશે. પછી સિંહને બોલ્યો હે સ્વામી શીઆળનું માંસ ખાવા જોગ નથી અને નાનો પણ છે માટે મને ખાવો કહ્યું છે.

જે શેવક સ્વામીના કાજ ઉપર ખુશીથી મરણ પામે તે સ્વરગ લોકમાં વાસ કરે ને કીર્તી પૃથ્વી ઉપર અખે રહે.

એમ વાઘના વચન સાંભળી ઉંટે વિચાર કર્યો કે આ સઘળાઓએ સારી સારી વાતો કરી પણ સિંહે કોઇને માર્યો નહી ને મને પણ નહીં મારે પછી પોતે આગળ થયો ને વાઘને કહ્યું રે તું દુર થા હું કંઇ સ્વામીની વીનંતી કરૂં છું પછી સિંહને બોલ્યો માહારાજ એ વાઘ નખી છે ને તમે પણ નખી છો માટે એક જાતના કર્યા કહ્યું છે જે કોઇ આપણી જાતનું માઠું કરવા ચાહે છે. તે આ લોકમાં ને પર લોકમાં પણ દુઃખી થાય છે. માટે સ્વામી મને મારો કહ્યું છે જે ગતી ધ્યાન કીધાથી નથી મળતી જોગીને પરાપત્ન થાય તે ગતી સ્વામી કાજે મુવા તેને પ્રાપ્ત થાય છે. એવાં વચન ઉંટના મોંડામાંથી નીકળતાંજ વાર વાઘ અને શીઆળે તેનું પેટ ફોડ્યું કાગડે આંખ ફોડીને મારી નાંખ્યો માટે હે દમનક રાજા પીંગલ પાસે એવા દુરજનો છે. તે કોઈ દહાડે માહારો ઘાત કરશે. જે રાજા સારો છે પણ તેની પાસેના લોક સારા નથી. તેની પાસે નહીં રહીએ. ને જે રાજા ભુંડો છે પણ તેની પાસેના સારા છે તો તેની પાશે રહીએ તો અવગુણ થાય પણ જહાં ચુગલી કરનારા છે તહાંજ નહીં રહીએ કહ્યું છે. ચુગલી કરનાર છે તે સાપથી પણ ભુંડો કાંક સાપતો અડકનાર અથવા મારનારનેજ ડંખ કરે છે પણ જે ચુગલી કરનાર તે એ કાંઈ જોતો નથી તેના સ્વભાવજ કે બીજાનું ભુંડું કરવું માટે એ હવે સમે જુધ કરૂં કે દેશ મુકીને જાઉં તે મને કેહે તું મારો માત્ર જાણીને પુછુછું દમનક બોલ્યો જુધ કરવું એ મને સારૂ દીસે છે. કહ્યું છે. આપણો ગુરૂ છે પણ જો અકર્મ કરવા લાગ્યો ને સાંભળતો નથી તો તેનું પારપત કરીએ. ભાઇ તું દેશાંતર જઇશ તો તહાં પણ સુખ નહીં પામીશ કહ્યું છે કે. મોટા સાથે વેર પડ્યું હોય તો તે દેશાંતર પણ નડે છે માટે જુધ કરવું એજ સારૂં. કહ્યું છે કે જુધ કરતાં જે મુવા તે સ્વર્ગે જાય છે. બચ્યો તેની કીરતી વધે છે; માટે સુરાઓને એ બેઉ વાતમાં ટોટો ન થાય. તપશા કરનારાને અથવા દાન કરનારાને જે લોકની પ્રાપ્તી થાય છે ને જુધમાં મુવો તેને તેથી ઉંચલોકની પરાપ્તી થાય છે. સંજીવક બોલ્યો ભાઈ તું સાચું કહે છે પણ જે જુધ કરવા નિસરે છે તે પેહેલાં શતરૂને મારીશ એમ ઉમેદ રાખે છે તે હું કેમ રાખું હું બેલ તે સીંહ હું તેને મારી શકીશ એ વાત મારા સ્વપ્નામાં પણ નહી આવે માટે જુધ કેમ કરૂં દમનક બોલ્યો એમ ના કહો જે સઘળો પોતાના ઉનમત પણે કરી નબળાને નડે છે તે સમે જો તે નબળો હીમત પકડી લડવા ઉભો રહે તો તહેને પરમેશ્વર સહાય થઇ સઘળાપર જીત આપે છે જેમ એક ટીટોડીએ સમુદ્રને જીત્યો ત્યાં સંજીવક પુછે છે તે કેમ દમનક બોલ્યો સાંભળ.

## કથા ૧૪ મી ટીટોડાને સમુદ્ર.

કોઈ એક ઠેકાણે સમુદ્રને કાંઠે ટીટોડ પંખીનું જોડું રહેતું હતું એ સમે ટીટોડ પેટથી

રહી ત્યારે ટીટીડાને કહે છે હે સ્વામી મારા જણવાના દહાડા પાસે આવ્યા માટે કાંઇ રૂડું ઠેકાણું આગળથી જોઇ રાખો તો સારૂ ટીટીડો બોલ્યો એ સ્ત્રી આ સમદ્રને કીનારે તું ઇંડા મેલ તે બોલી પુનમને દીવસે પાણી ચડે ત્યારે મારા ઇંડા સમુદ્ર લઇ જશે તે બોલ્યો રે એ શું કહે છે શી તાકાત છે કે મારા છોકરાંને સમુદ્ર લઇ જશે માટે તું ઇંડા અહીંજ મેલ ક- હયું છે, જે નર બીજાની બીહકથી પોતાનું ઠેકાણું મુકી જાય છે તે નરની માતાંને જો પુત્ર વંતી કહીએ તો વાંઝણી કોને કહીએ.

માટે કંઇ ચીંતા નથી સમુદ્ર શું કરનાર છે તે સાંભળી સમુદ્ર મનમાં અચરત પામીને કહે છે કે આ ટીચ જેટલો પંખી પણ શું ગરવ રાખે છે.

સુતી વેળાએ ટીટીડ પંખી એ પગ ઉપર રાખે છે કે જો આકાશ તુટી પડે તો પગે ઝાલીશ માટે પોતપોતીકા તે પોતાને મોટો કોણ કરતો નથી. તો હું રમતને વાસ્તે એના ઇંડા લેઉછું ને જોઉછું, જો એ શું કરે છે. કેટલાક દહાડા પછી ટીટીડીએ ઇંડા મેલ્યાં ને પુનમને દીવસે સમુદ્ર ધસરડી લઇ ગયો ત્યારે ટીટીડી ટીટોડાને કહે છે રે મુરખ મેં તને આગળથી- જ કહયું હતું પણ તે ગરવ કર્યોને મારૂ સાંભળ્યું નહી હવે રડ તારા અદ્રષ્ટને કહયું છે.

જે આપણું સારૂં ઇચ્છે છે તેનું વચન સાંભળીએ નહી ? લાકડીથી છુટી કાચબો જેમ નાશ પામ્યો તેમ નાશ પામીએ ટીટીડો પુછે છે કેમ નાશ પામીએ ટીટીડો પૂછે છે તે કેમ થયું હશે ટીટીડી કહે છે તે સાંભળ.

## કથા ૧૫ મી કાચબો જે લાકડાથી છુટયો ને મરી ગયો.

કોઇ એક તળાવમાં લંબુગરીવ નામે કાચબો હતો તેના મીત્ર સંકટ અને વીકટ કરીને બે હંસ હતા તે સરોવરને કાંઠે આવીને નીત કાચબા સાથે સૂખ દુઃખની વારતા કરે. એક વરસ તે દેશમાં વરસાદ પડયો નહીં એટલે વાવડી તળાવ બધાં સુકાઇ ગ યાં તે સમે કાચબો હંસોને કહે છે. અરે મીત્રો પાણી વીના હું મરી જા- ઉં છું હવે કેમ કરીએ તે બોલ્યો અરે ધીરજ નહી મુક કહયું છે કે મોટા ઘાતની વેળા પણ જે ધીરજ નથી મુકતો તેને ઉપાય સુઝે છે, અને બીજુ પોતાના મીત્રના કષ્ટ સમે કામે નથી આવતો તે મીત્ર શા કામનો. માટે તું કંઇ ચીંતા ન કર, અમે કાંઇ ઉ- પાય શોધી કહાડીયે છીયે પછી તે હંસોએ એક લાકડી લાવી કાચબાને કહ્યું તું આ લાકડી- ને મોઢેથી વચમાં મજબુત પકડ અને બે છેડા અમે બે જણા પોતાના વાંસા ઉપર મુકીને તને લઇને ઉડી જઇએ અને જહાં પાણી હશે ત્યાં મુકીએ પણ ખબરદાર જો મારગ વચ્ચે મહોડું ઉઘાડીસ તો તું જાણે કાચબે હા કહી ને હંસો તેને આકાશ માર્ગે કરી લઇ ચાલ્યા તે જોઇ એક શેહેરના માણસો એકઠાં થયાં અને આંગળી કરીને એક બીજાને દેખાડે છે અરે જુવો જુવો શું અચરત છે. જે એક લાકડીને બે પખી વળગ્યાં છે ને વચમાં કંઇ અચરત સરખુ દીસે છે તે લોકની મંડળી જોઇ કાચબાને ધીરજ ન રહી. ત્યારે પેલા લોકો શા કાજે મળ્યા છે એમ હંસોને પુછવા લાગ્યો એટલામાં લાકડીથી મહો છુટી ગયું કે તરતજ હેઠળ પ- ડયો કે લોકોએ તરત મારી નાંખ્યો. એહેવી કથા કહીને ટીટીડી ટીટોડાને કહે છે અરે ભર- થાર તુ પાકો મુરખ છે તે મેં સારી પેઠે જાણયુ, જેમ એક આદ ભવીશ નામે માંછલો હશે. ટીટોડો પુછે છે તે ટીટોડી કહે છે સાંભળો.

## કથા ૧૬ મી—આદ ભવીશ માછલો.

એક નદીના ડોહમાં ત્રણ મોટા માંછલા હતા પેહેલાનું નામ અનાગત વીધાતા

( જે આગળથી ઉપાય કરે ) બીજાનું નામ ઉત્પન્ન મતી (અંગ ઉપરથી આવી પડે ત્યારે ઉપાવ કરે ) ત્રીજો આદ ભવીશ (જે કાંઈ ઉપાય ન કરે પણ કહે છે જે થવાનું હોય તેથા ય ) કોઈ સમે તે ડોહના મારગે થઈ માછલામાર જતા હતા. તેમણે કહયું જે અહીંઆં માછલાં ઘણાં છે કાલે આવી પકડી લઇ જઇશું તે વખત પેલા માંછલાઓએ સાંભળ્યું ત્યારે અનાગત વીધાતા કહે છે રે બાઈઓ માછલાં મારે શું કહયું છે તે સાંભળ્યું તો રાતેજ આપણે બીજે ઠેકાણે નીસરી જઇએ. એ મને સારૂ દીસે છે કહયું છે શતરૂ એટલો સબળો છે કે તેથા પુરૂ ન પકડાય અને નાશી જઇએ નહીં તો કીલ્લાનો આશરો કરીને રહીએ. માટે ઝાળીવાર એ દામે રેહવું આપણે ન ઘટે બીજે ઠેકાણે જઇએ કહ્યું છે.

જે પુરૂષ પરદેશમાં પણ શોભા મેળવીને જીવવા જાણે છે તે પોતાના દેશનો ભંગને પોતીકાઓના નાશ જેવા સારૂ પોતાના દેશમાં રેહતો નથી. તે સાંભળી ઉત્પનમતી બોલ્યો અરે તું ખરૂ કહેછે મારા ધ્યાનમાં પણ એ વાત આવી કહ્યુછે કે, જે હીજડાછે કે જેને લોભ છુટતો નથી ને જે બીકણાં તે મરે ત્યાં સુધી પોતાનો દેશ છોડતા નથી જેમ કાગડા જનાવરો અને મુરખ માણસ.

પણ મારા વીચારમાં એમ આવે છે કે ઘણા દીવસનું ઠેકાણું એકાએક છોડી નહીં જઈએ માટે જો મચ્છીમાર આવે તો પછી વખતપર નાશી જવાને શું વારછે. આદભવીશે તે વાતો સાંભળીને મોહાડેથી હશીને બોલેછે તમારો મનસુબો કંઈ કામનો નહીં માછલાંમારની વાતથીજ તમો એટલા બીના ને આપણા ઘરડાઓનું ઠેકાણું મુકી નાસવા કરોછો એ તમને ઘટે નહીં જો આપણી આવરદા બસી હશે તો બીજે ઠેકાણે પણ મરશું કહ્યુંછે કે. આપુરા જેનું સબળ છે તેને મહા સમુદ્રમાં પણ ચીંતા નથી અગ્નીમાં નથી સસ્ત્રના વરસાદમાં પણ નથી.

તો આપણા ઘરમાં રહેવાને શી ચીંતાછે માટે હું તો અહીંઆંથી નહીં જઈશ તમે તમારે સુજે તેમ કરો. એ વાતે બે જણના નીશ્ચય જોઈ જે અનાગત વીધાતા પોતાનું કુટુંબ લઈને નદી માંહેથી બીજા ડોહમાં ગયો. પછી સવારમાં કોળીઓ આવ્યા તે વારે ઉત્પનમતી ઘભરાણો એટલે પોતાનું કુટુંબ લઈ જવાની ફુરસદ નહીં. માટે એકલોજ નાશી ગયો અને આદ ભવીશે પ્રાલબ્ધ ઉપર વીશ્વાસ રાખ્યો ને પકડાણો માટે રે ભરથાર તેં પણ તેમજ કર્યું તે સાંભળી ટીટોડો કહેછે, રે બાપડી તું શું મને આદભવીશ શરખો લેખેછે તો જો હવે મારૂ પ્રાક્રમ કે સમુદ્રને સુકાવી નાંખુંછું. તે બોલી રે સમુદ્રની અને તારી શું બરાબરી જે તું એટલો તે ઉપર કોપ રાખેછે. તો એમાં તનેજ આરાગુણ થશે કહ્યુંછે કે.

જે પુરૂષ અસમરથ છતાં કોપેછે તેનો કોપ તેનેજ બાળેછે. જેમ હાંડાનું વાસણ કાઢરે બહાર નાખવા કરે છે તો તે પોતાનાજ આંગ ઉપર પડે છે. ટીટોડો બોલ્યો રે અસ્ત્રી તું એમ નહિ કહે ને હીમત રાખે તે નબળો પણ સમરથને જીતે દીલથી ઘણો મોટો તથા મદથી માતેલો એવો જેથા તેને પણ તેથી નાનો શંહી મારે છે.

બીજુ.

જો કે હાથી કેટલો ને અંકુશ કેટલો વીજળી કેટલી ને પહાડ કેટલો, દીવાની જ્યોત કેટલી ને અંધારૂ કેટલું, માટે જ્યાં સમરથ રહે તે બળવાન દીલ ઉપર શું પ્રમાણ છે. માટે આ સમુદ્રને મારી ચાંચે કરીને સુકો કરીશ તો હું નામનો ટીટોડો. ટીટોડી બોલી રે ભગવાન આ અસમજને શું કરૂં રે જે સુરજ, નદી, નદો, તથા સરવે જલ-

ના હામોને સુકાવે છે તે સુરજના તાપથી જે સમુદ્ર સુકાતો નથી જે મેઘ વર્ષી કરી બધા જગતને ડુબાવી શકે છે તેની વર્ષીથી જે ભરાતો નથી તેને તું સરખો એક નાનો પંખી સુકાવાની ઇચ્છા કરે છે શું કરમના ભોગ ટીટોડો કહે છે, રે મારી પણ સાંભળ કહ્યું છે, ઉદીયોગે શાહ્નીનું કારણ છે મારી ચાંચ લોઢા સરખી કઠણ છે દહાડો રાત એ કાંઈ ખુટવાની નથી એટલી જોગવાઈ છે તો શું સમુદ્ર સુકો નહી પડશે? ટીટોડી બોલી રે મારા પ્રાણ જો તેં એમજ નિશ્ચય કર્યો છે ના એટલું પણ કર કે સંધા પંખીઓને તેડ અને પછી તારૂં ધારેલું કર કહ્યું છે ઘણાએક નબળાઓનો એક જથો થયા તો મોટું કામ કરી શકે છે. જેમ ઘણા તાંતણાનું વણેલું દોરડું હાથીને પણ બાંધી શકે છે. જેમ એક ચકલી, લક્કડખોદ, માંખી અને દેડકો એ ચાર મળીને એક હાથીનો પણ પ્રાણ લીધો, ટીટોડો પુછે છે તે કેમ ટીટોડી કહે છે સાંભળ.

## કથા ૧૭ મી—હાથી જેના ચારજણ મળીને પ્રાણ લીધો.

કોઈ એક વનમાં તમાલના ઝાડ ઉપર ચલ્લીનું જોડું રહેતુ હતું તેણે કોઠું કરી ઈંડાં મેલ્યાં તે વનમાં એક પરીમત એવે નામે હાથી હતો તે ગરમીના દહાડામાં તે ઝાડની છાયામાં ઉભો રહ્યો ને ઢાળ ઉપર ચલ્લીનું કોઠું હતું તે ડાળી શુંઢથી ભાંગી નાંખી તેથી હેઠળ પડીને ઇંડાં ફુટયાં તે સમે ચલ્લાં શોક કરવા લાગ્યાં એટલામાં તેમનો મિત્ર લકડખોડ પંખી તે ઠેકાણે શેહેજ આવી પુગ્યો તે પણ તે તેનું દુઃખ જોઇ કષ્ટી થયો અને ચલ્લીને કહેછે એમ જે વસ્તુનો નાશ થયો જે માણસ મરી ગયું. જે વાત થઇ ગઇ તેનો શોક ડાહ્યા માણસ કરતાં નથી ને મુરખ કરેછે મુરખને ડાહ્યામાં એટલોજ ભેદ સંધાવાનાં, કોઈ સમે નાશ પામવાનાં માટે તેનું દુઃખ નહીં કરીએ અને જે નર દુઃખ કરે છે, તેને તે વીના બીજો કંઇ લાભ થતો નથી દુઃખનોજ લાભ થાયછે ચલ્લી કહેછે. ભાઈ ગયાનો શોક હું કરતી પણ જો તું મારો મિત્ર ખરો હોઈશ તો મારા છોકરાં મારનારના મરણનો કાંઇ ઉપાય શોધી કાહાડ જેણે કરી હું છોકરાનુ દુઃખ વીસરી જઈશ. લકડખોદ બોલ્યો ખરી વાત અને મિત્રનો પણ એજ ધરમછે કહ્યુંછે.

તેનેજ મિત્ર કહીએ જે સંકટ સમે કામ આવે તેનેજ છોકરો કહીએ કે જેને જોતાં પીતાને આનંદ થાય તેનેજ ચાકર કહીયે જે ધણીના મન પ્રમાણે ચાલવા જાણે.

તેહેનેજ બાયડી કહીએ જે પોતાના ગુણે કરી ભરથારને સદા પ્રસન રાખે છે. તો જો હવે મારો પરાક્રમ મારી પણ મીત્ર વેણુરવ એવે નામે એક માંખી છે ચાલો તેની પાસે જઈએ પછી તે એક માંખી પાસે ગયા ને બધી વાત કહી માખીએ કહ્યું મારો મીત્ર મેઘનાદ દેડકો છે તેની પાસે જઈએ એટલે ત્રણે જણા મેઘનાદ પાસે ગયા તેણે મીસલત માંખીને કહ્યું તું હાથીના કાનમાં વેણુસરખો શબ્દ કર તે સાંભળી સુખે કરી હાથી આંખો મીચશે એટલે લકડખોદ તેની આંખો ફોડવી આંધળો થયાપછી અહીં તહીં ભમવા લાગશે એટલે હું એક ખાડામાં બેશીને બોલાવીશ તેથી તે તરશો સમજશે કે અહીંઆં પાણી છે તે સુમારપર આવશે, એટલે ખાડામાં જઇ મરી જશે. પછી તેઉએ પોત પોતીકું કામ સારી પેઠે કરતાંજ હાથી ખાડામાં પડી મરણ પામ્યો. માટે હું તને કહું છું કે ઘણાં નબળાઓનો જથો મોટું કામ કરી શકે છે, ટીટોડો તે સાંભળી હંસ સારસ મોર ચકરવાક અને બીજાં સઘળી જાતનાં પંખીયો પાસે ગયો અને તેઓને એકઠાં કરીને કહે છે રે હું પણ પંખી ને તમો પણ પંખી. માટે હું તમારો બાળક ઠર્યો ને મને સમુદ્ર પોતાની મોટાઈના બળે કરીને દુખવ્યો છે એનું.

અભીમાન હવે તમને જોઈએ હું એકલો તો કાંઈ કરી શકતો નથી, જો તમો સઘળા મન ઉ-પર વાત લેશો તો તેને અડધી ઘડીમાં સુકો કરી નાંખીએ, પંખીઓ કહેવા લાગ્યા રે બાવા સમુદ્ર સાથે ઝગડો કરવો એ વાત નાની નથી માટે આપણો રાજા ગરૂડ છે. તેની પાસે જ-ઈએ તે ઘરડો છે માટે તેની બુદ્ધી લઈને ચાલીએ તેમાં સારૂં થશે કહ્યું છે.

જેણે ઘણું સાંભળ્યું છે એવા જે ઘરડા તેઓની શીખામણ હરેક કામ વચ્ચે લેતા જઈએ ઘરડાની બુદ્ધી સાંભળીતો એક હંસનું ટોળુ પાસામાં પડેલુ હતુ તે ત્યાંથી છુટી ગયું ટીટોડો પુછેછે તે કેમ થયું હંસ પંખીઓ કહે છે સાંભળ.

## કથા ૧૮ મી—હંસનું ટોળુ જે પાશામાં પડયું હતું.

કોઈ એક વનમાં ડાળીઓના વીસ્તારથી શોભીતુ એવું મોટુ વડનું ઝાડ હતું તે ઉપર એ-ક હંસનુ ટોળુ રહેતુ હતુ એક સમે કોઇ એક પારધી ત્યાં આવ્યો તેણે આશપાશ જોયુ તે વડ ઉપર ચડવાનો મારગ મળે નહીં ત્યારે તેણે વિચાર કરીને કોઈ વેલાનુ બીજ લાવી વડ હેઠળ વાવ્યું, વરસાદ પડયો એટલે તે ઉગીને વેલો વડ ઉપર ચહડવા લાગ્યો ત્યારે તેમાં એક ઘરડો હંસ હતો તે બીજાઓને કહે છે ભાઈઓ આ વેલા પારધીએ લગાડયા ને વડ ઉપર ચ-ડતા આવે છે માટે એમાં કાંઇ અનરથ છે. મારૂ સાંભળો તો આપણે એ ઠેકાણું છોડી જ-ઇએ તે સાંભળી સઘળા હંશોએ તેની ઠેકડી કરી અને બોલ્યા બાવાજી તમે મરણથી ઘણા બી-હો છો એમ જણાય છે તો હવે બીજા કેટલાએક વરસ સુધી જીવવા માગો છો તે સાંભળી ઘરડો છાનો રહયો, થોડા દહાડા પછી તે વેલાએ બધુ ઝાડ વીંટી લીધું અને એક દીવસ હં-શો ચારો ચરવા ગયા હતા. એવે સમે પારધી વેલા ઉપરથી ઝાડ ઉપર ગયો અને પાસ ના-ખીને ઘેર જતો રહયો સાંજના હંશો આવ્યા ને ઝાડ ઉપર બેસતાંજ વાર પાસમાં ગુથાણા ત્યારે રડવા બેઠા તે સમે ઘરડો હંસ તેઓને કહે છે. મૂરખો જો તમે પેહેલાંજ મારૂ સાંભળ્યું હોત તો આજ આ સંકટમાં નહીં પડત હવે પણ કહું છું તે પ્રમાણે ચાલશો તો પાર પ-ડશો તમો સઘળા મુવાનો ઢોંગ લો. સવારે પારધી આવશે તે તમને મુવેલા જોઇને પાસામાં-થી કાઢીને ભોંય ઉપર નાખી દેશે બધા નિકળી રહ્યા એટલે હું તમને ઈશારત કરીશ તે સમે બધા એકેવેળા ઉપડી જજો હંશો તે જુગતી પ્રસન્ન કરી સહવારે પારધી આવ્યો તેણે તેઓને મુવા જાણીને પાસામાંથી બહાર કાઢયા તે વારે સઘળા ઉડી જતા રહ્યા માટે રે ટીટોડા એમ કહીએ છીએ કે હરેક વાતમાં ઘરડાઓના વિચાર લેતા જઇએ પછી તે સઘળા પંખીઓ ગ-રૂડ પાસે ગયા અને કડણા સ્વરે કરીને આંખમાંથી દુઃખનું શલ નાખતા ગરૂડને કહેવા લા-ગ્યા માહારાજ રાખો રાખો નહીં તો ડુબુડુ બું.

પંખીનું કુળ જે તમે માથે છતાં સમુદ્ર આ બીચારા ટીટોડાના ઈંડાં લઈ ગયો તો આ-જ એ છે ને કાલ ઉઠીને બીજા કોઇ અમારી પછવાડે લાગશે કહ્યું છે કે ખોટું કામ કરવું તે દાખલો લઇને બીજો તેમજ કરવા માગે છે લોકોનો આ સ્વભાવજ પડયો કે એક બીજા-નું દેખીને ચાલવું સારા માઠાનો વિચાર કોઈ કરતા નથી.

હવે કુળની લાજ તમને હોય તો તેનો ઉપાય કરો બીજુ તમે અમારા ઘરડા તેમજ રા-જા પણ ખરા માટે આ અમારો પ્રતીપાળ કરવો તમને ઘટે છે કહ્યું છે કે જે ઠગ, ચોર, અધર્મી, સહસા કરનારા, કપટી, જુઠા, અહેવા લોકોને શીક્ષા કરવી અને પોતાની પ્રજા રા-ખવી એ રાજાનો ધર્મ છે.

જો રાજા અહેવી રીતે પ્રજાનો પ્રતીપાળ કરે છે તે પ્રજાના પુનમાંથી છઠા ભાગને

પામે છે અને જે પ્રતીપાળ નથી કરતો તે તેના પાપનો ભાગી થાય છે પ્રજાને પીડા થઈ તે સંતાપથી કોઇ એહેવો અગ્ની ઉઠે છે કે તે રાજાની સંપત તેનું કુળ તથા તેનો પ્રાણ એવો તે ભસ્મ કર્યા વીના હેઠો થતો નથી તે પોતાના ઘરમથી ચાલે છે તેહને ભાઈ ન હોય તો તેનો ભાઇ રાજા. આંખ નહીં હોય તેહેની આંખ બાપ ન હોય તેનો બાપ. અને મા ન હોય તેની મા કહેવાય છે.

જો પ્રજા અધરમી લોકો પાસેથી પીડા પામીને રાજા ઉપર બાપ સરખો વિશ્વાસ રાખે ને તે નહીં રાખશે પોતાનું દુખ કહેવા આવે ને તેહેનું દુખ સાંભળતો નથી તે રાજાનું કલ્યાણ થાય નહીં.

એહેવા ઘણા પ્રકારના પંખીઓના વચન સાંભળીને ગરૂડ રાજાનું મન પીગળી ગયું ને તેમના દુખથી પોતે દુખી થયો ને કરોધ ચડાવી મનમાં કહે છે અરે પંખીઓ સાચુ કહે છે સમુદરને એવો જુલમ કરવો ન ઘટે તે પોતાના મનમાં શું સમજે છે અરે આજ શું ગરૂડ મરી ગયો તો અતર ઘડી તેને મારી સારી નાખીશ, મહારી આગળ બીચારા સમુદ્રનો શો પાડ એમ કોપ કરી તપે છે એટલામાં વિષ્ણુંનો ચોપદાર તેડવા આવ્યો કે ચાલો ભગવાનને તમારો ખપ પડયો છે તેને ગરૂડ બોલ્યો જાવો ભગવાનજીને કહો કે હું આવતો નથી કોઇ બીજો રાખીને કામ કરો દુતે પુછયું ભાઈ તેં આજદીન સુધી કોઇ સમે એમ કહ્યું નથી ને આજ શું થયું.

ગરૂડ બોલ્યો એ એમજ, ભગવાનજીને કહો કે આજથી તમારી અમારી સેવાદેણી છુટી દુત બોલ્યો રે મને કહે તો ખરો ગરૂડ બોલ્યો રે સમુદ્ર મારો બાળક જે ટીટોડો તેનાં ઇંડાં લીધાં તો હવે મહારા નામને ને મારા પ્રાક્રમને ધીક્કાર છે રે ભાઈ હવે હું પ્રાણ નહીં રાખુ તે સાંભળી લઇ દુત પાછો શ્રી વીષ્નુ પાસે ગયો ને સઘુ તેને વરતમાન કહ્યું વિષ્નુને વીચાર આવી ને મનમાં કહે છે મારો ભગત રૂઠયો તો મજ વગર બીજો તેને કોણ સમજાવશે કહ્યું છે જે ચાકરનો આપણા ઉપર લોભ છે જે ચાકર પરાક્રમી ને જે ચાકર શત ધરમી ને ગુણવાન તેનું અપમાન કદાપી કરીએ નહી જો પોતાનું કલ્યાણ ઇંછીએ રાજા પ્રસન થયો તો શેવકને વીત માત્ર આપે છે ને શેવકના સનમાન કીધાથીજ પોતાનો પ્રાણ પણ આપીને રાજા ઉપર ઉપકાર કરે છે.

પછે શ્રી ભગવાનજી ગરૂડને સમજાવવાને કાજે તેને ઘેર પોતે પધાર્યા તેહને જોઈને ગરૂડ લજવાણો મો હેઠું કરી નમસ્કાર કરી વીનતી કરે છે માહારાજ તમારા આશરાનો ગરવ મનમાં રાખીને સમુદ્રે મારા ટીટોડાના ઇંડાં હરણ કર્યા તેથી તેણે મારૂં અપમાન કરયું તો તેને સ્વામીની બીકથી તેને શુકો નહીં-કર્યા કહેવત છે કે કુતરાને મારીએ તો કુતરાના ધણીને લાગે બીજું પણ જે રકમ કીધાથી લોકમાં પોતાના સ્વામીનો ઓજ જતો રહે અથવા જે કીધાથી સ્વામીનું મન દુઃખવે તે કરમ જે અસલ સેવક છે તેણે પ્રાણ જતો હોય તોપણ નહીં કરવું. ભગવાન બોલ્યા રે ગરૂડ તું ખરૂં કહે છે ને બીજું ચાકરે અપરાધ કર્યા તેનો દંડ ધણીને જેમ થાય છે તેમજ તેણે કુકરમ કરયું તો તેની શરમ ધણીને થાય છે.

તો હવે ચાલ મારી સાથે આપણે સમુદ્રથી ઈંડાં લઈએ અને ટીટોડાનુ મન મનાવીએ ને મને અમરાવતીમાં ઇંદ્રના કામ સારૂ જવું છે ત્યાં પણ જઈએ પછે શ્રી ભગવાનજી પહેલાં સમુદરને કીનારે આવ્યા સમુદ્રને તીરસ્કાર કરી ધનુશ ઉપર બાણ ચઢાવ્યું ને તેને ક-

હે છે રે ઈંડાં આપે છે કે તને સુકો કરૂ સમુદ્ર બીચારો કંપવા લાગ્યો ને તરત ઈંડાં લઈ આવ્યો ને આગળ મુકીને નમસ્કાર કરી બોલ્યો માહારાજ અપરાધ ક્ષમા કરો હું ચુક્યો પછી તે ઈંડાં શ્રી ભગવાનજીએ ગરૂડને આપ્યાં ગરૂડે ટીટોડાને આપ્યાં ટીટોડાએ ટીટોડીને આપ્યાં ને સંતોખી. માટે હે સંજીવક હું તને કહું છું કે પુરૂષે ઉદ્દમ નહીં મુકવો તે સાંભળી સંજીવક બોલ્યો વળી તેને પુછે છે ભાઈ મારી નીશા કેમ થશે કે પીંગલ રાજા મારા ઉપર કુબુદ્ધી રાખે છે આજ દહાડા સૂધી તેણે મને માયા દેખાડીને મારૂં સારૂ કર્યું તે હવે તેની બુદ્ધી ફ઼ર્યાનો દાખલો મને આવે તો તેને મારીને મારા બચાવની તજવીજ કરીશ દમનક બોલ્યો એમાં શું જાણીએ છે જો તને જોઈ તે આંખો રાતી કરશે અને તેના મોહોડા ઉપર ક્રોધના લક્ષણ દીશશે તો જાણજે કે તે તને મારવા ચાહ્યે છે નહીં તો જાણજે કે તારો મિત્ર છે હવં તું મને આજ્ઞા આપશે જો હું પોતાને કામે જઈશ પણ ખબરદાર હો આ વાત કોઈને કહીશમાં અને જોસાંજ પડયા પછી રાતની રાતમાં નાશીને દુર જવાશે તો તેમ કરજે. કહ્યું છે, છોકરાં બાયડા તથા વીત એ સર્વે છોડીને પ્રાણ બચાવવો કાં જે તેઓએ તો આ સંધા વળી પ્રાપ્ત થશે. જે પુરૂષ વીત પર, તથા કુટુંબ પર લાલચ રાખીને પોતાનો પ્રાણ બચાવતો નથી તેનો પ્રાણ પણ જાય છે ને તે પણ જાય છે. અછતને સમે કામ આવશે માટે ધન રાખી મેળવવું એવું પણ જે ધન તે ખરચીને બાયડી છોકરાં રાખવાને પોતાનો પ્રાણ રાખવા સારૂ તો બાયડી, છોકરાં ધન, એ ઉપર કાંઈ જોવું નહીં તે પહેલાં રાખવો. કુળમાંથી એકને છોડીને જો સંધા કુળનો બચાવ થતો હોય તો તે કરવું એક કુળ છોડયાથી બંધું ગામ બચે છે તો તે કરવું એક ગામ છોડયાથી દેશનું કલ્યાણ થાય છે તો તે છોડવું સંધી પ્રથ્વીનું રાજ મુક્યાથી પોતાનો બચાવ થાય છે તો તે કરીને પછી શ્રીભગવાનજીને ભજવો.

એ પ્રમાણે સંજીવક સાથે વાતો કરીને દમનકે તેની આજ્ઞા લીધી ને કરટક પાસે આવ્યો ને તેને કહે છે ભાઈ મેં બીજ તો વાવ્યું છે હવે ફળ આપણા કરમમાં હશે તેમ મળશે. મેં ખોટું ખોટું સમજાવી બેઉના મનમાં વીરોધ તો પાડયો જેમ તું તેને અત્યાર પછી એકઠાં નહીં જોશે. કરટક બોલ્યો રે સારૂ કામ નહીં કરયું કે તે કેટલીએક બીજા ઉપર પ્રીત રાખતા હતા તેઉને કોપ સમુદ્રમાં નાંખ્યા કહ્યું છે જે માણસ સંધા મારગનો ને પોતાના સુખમાં છે તેને જે દુઃખમાં નાંખે છે તે પછી જન્મ જન્મ સુધી દુખ ભોગવે છે એ નિશ્ચે જાણવું. બીજુ તેઉમાં બગાડ પાડયો એટલામાંજ તું હરખ પામતો હશે તો એમાં કંઈ કરમ નહી કરો કહ્યું છે. નીચ પુરૂષ છે તે બીજાનું કામ બગાડવા શમરથ છે પણ સુધારવા સમરથ નથી જેમ ઉંદર ઢાંકણું પાડે છે પણ ઉઠાવીને મુકી શકતો નથી. દમનક બોલ્યો ભાઈ તું રાજનીતીના સાસ્ત્રમાં અજાણ્યો છે માટે એવી વાત કરે છે કહ્યું છે. શતરૂ અથવા રોગ જેટલે સુધી વધ્યો નથી તેટલે સૂધી તેનો નાશ જે નથી કરતો તે પુરૂષ મોટા સમરથ હોય તોપણ પછી તેઉના હાથથી પોતે નાશ પામે છે.

## બીજું.

જે જેમ આપણી સાથે ચાલે તેમ તેની સાથે ચાલીએ ભલાની સાથે ભલાઈથી કપટીની સાથે કપટથી, ને ઠગની સાથે ઠગાઈથી. ભાઈ તું જો કે બેલને શીંહ એઉને જન્મથીજ વેર એવું છતાં મેં બેઉમાં મિત્રાઈ કરાવીને એનું સારૂ કરયું માટે તેણે મારોજ અધીકાર કઢાડયો કહ્યું છે. દુરજનને જો કદાચ પોતાના કામદારીના કામમાં આશરો આપે તો તે આશરો આપનારના જે ઠેકાણા ઉપર બેસવાની મંછા રાખે છે માટે ડાહ્યા પૂરૂશે નીચને પાસે કરવા ન

ધરે. કહેવત છે કે છીનાળવાને ઘરમાં રાખીયે તો તે ઘરનો ધણી થઈ બેશે, માટે જે મે ઘાટ પાડ્યો છે તે સરખા પ્રાણીને ઘટારત છે ભાઈ મન કઠણ કરવું ને વાંચા શેરડીના રશ સરખી મીઠી કરવી પણ પોતાનું ભુંડું કરનારને મારવા માટે એ મુવા એટલે આપણને સારી પેઠે ભોજન થશે પરધાનવટુ મળશે અને વેરી માયા એટલે કરીને મન નું સમાધાન થશે આતર વાતનો ગુણ છતાં તું મને દોશ કેમ લગાડે છે પારકાને પીડા કરીને પણ પોતાનો શ્વારથ સાધાય જેમ ચતુરક શીઆળે કરયુ. કરટક પુછેછે તે કેમ દ મનક કહેછે સાંભળ.

## કથા ૧૯ મી—ચતુરક શીઆળની.

કોઇ એક વનમાં વજરદંતટરા એવે નામે સિંહ હતો તેના બે શેવક ચતુરક શીઆળ અને બીજો વકરમુખ ચીતો. એ બે શેવક શંઘીની સેવામાં નીત તેને પછવાડે ફરતા રહે એક સમે જણવા બેઠી છે, એવી ઉંટણ તેઓએ દીઠી તેને મારી પેટ ફાડયું તેમાંથા જીવતું બચ્યું નીકળ્યું તેને જોઇને શંઘીને દયા ઉપજી તે વારે ખોળામાં લઈને તે બચ્યાને કહે છે દીકરા તને મેં અભય આપ્યું તો હવે તને મરતુ પાસેથી પણ ધોકો નથી આજથી આ વનમાં તું તારે મનમાં આવે ત્યાં ફરતો જા, તારૂ નામ શંકુકરણ રાખ્યું છે પછી તે ચાર જણ એકઠા જંગલમાં ફરતા રહે શંકુકરણ દહાડે દહાડે વધતો ગયો. તે પ્રમાણે એ ઉપર શંઘીની પ્રીત પણ વધતી ગઇ પછી સઘુ કરવું કારવવું તે શંકુકરણના વિચાર શીવાય થાય નહીં. એમ કેટલાએક દહાડા ગયા કોઇ સમે એક માતેલા હાથી સાથે લડતાં શંઘીને તેના દાંત લાગ્યા ને ઘણો જખમી થયો ઠેકાણા ઉપરથી ઉઠાય નહીં ત્યારે સેવકને આગના કરે છે, રે કોઇ જનાવર જોઈ લાવો કે તે મારીને ભોજન કરીએ હાંજી કરીને ત્રણ જણા સાંજસુધી વનમાં વિચાર કરે છે જો આ શંકુકરણ માર્યો જાય તો દશ પાંચ દહાડાની નીરાંત થાય માટે કાંઈ બુદ્ધી ચલાવીએ કહ્યું છે.

બુદ્ધીવાળો છે તેને એવુ કઠણ કાંઇજ નથી કે જે કરતાં ન આવડે જે શીખાય નહીં કે જ્યાં નહીં જવાય અથવા જે નહીં સાધે માટે તેને બુદ્ધી ચલાવવામાં આળસ કરવી નહીં. પછી તે શંકુકરણને કહે છે ભાઇ ખાવા વિના આપણા સ્વામી મરી જશે તે મૂવા પછી આપણે ભુખ્યા મરી જશું તો હું કાંઇ કહું છુ તે સાંભળશે? શંકુકરણ બોલ્યો તરત કહે, હાવે સમે તારૂં સાંભળીશ ચતુરક બોલ્યો ભાઇ શંઘી રાજાનું પણ કામ કરવું જોઇએ માટે જો કદાચ તને બમણું શરીર મળે તો એ છે તે તુ આપશો કે નહીં જો તમને ભરૂસો નહી આવશે તો ધર્મને જામીન આપીશ કેમ બોલ નહીં તો કોઇ બીજો કબૂલ કરશે કાંકે એકનું બમણું થાય છે એ વાત કોણ કબુલ ન કરે શંકુકરણ બોલ્યો મને કબૂલ છે પછી તે બેઉ શંઘી પસે ગયા ને ચતુરકે શંઘીને સમજાવીને બોલાવ્યો કે ધરમને જામીન આપુ છું કહ્યું છે ભુખ્યો શું પાપ નહી કરે લોભીને પોતાનો ને પારકો શું, ક્રૂરને વિચાર, ને હત્યા કરનાર ને દયા ક્યાંથી ઉપજે.

તે સમે શંકુકરણના મોંઢામાંથી કબુલ છે એવું વચન નિકળતાંજવાર શીઆળ અને ચીતો મળીને એનુ પેટ ફાડયું ને મારી નાંખ્યો પછી વજરદંતટર ચતુરકને કહે છે રે હું નદી ઉપરથી સ્નાન કરી આવુ એટલા સુધી તું અહીઆં બેસીને અને ખબરદારીથી રાખજે પછી સિંહ નદી ઉપર ગયા પુઠે ચતુરક વકર મુખને કહે છે રે તું ભુખનું હલકો છે માટે શંઘી આવ્યો નહીં તેટલે સુધી એમાંથી કંઇ ખામી આવશે તો હું તેને સમજાવીશ કાંઇ ચીં-

તા ન કર હું એને જોતો રહુ છુ ચતુરકના વચન ઉપર વીસ્વાસ રાખીને તેણે તેમાંથી થોડુ એક ખધું એટલામાં ચતુરક બોલ્યા બાઇ વેગળા થાઓ પેલો આવ્યો પછી શંહી આવીને જુવે છે તો ઉંટને ખાધેલો દીઠો ત્યારે રીશથી આંખો ફાડી પુછે રે એ કામ કોણે કરયું તે કહો કે તેના રાઇ જેટલા કટકા કરી નાખીશ. એ સમે વકરમૂખ ચતુરકના મોઢા સામુ જુવે છે એને ચતુરક બોલ્યો રે હું તને કહેતો હતો કે એ કામ નહી કર પણ તેં મારૂં સાંભળ્યુ નહી હવે મારા મોઢા સામુ શું જુવ છે ભોગ તારા કરમના જે હશે થશે તે એવું સાંભળતાં-જવાર પોતાનો જીવ લઇ વકરમુખ રાનમાં નાશી ગયો એટલામાં એક ઉંટનું ટોળુ લઈ કોઈ વણજારો આવતો હતો ને ઉંટના ગળામાંની ઘંટડી વાગી એનો નાદ સાંભળી શંહી ચતુરકને પૂછે છે રે એ કોણ શબ્દ કરે છે તે જોઇ આવ ચતુરક લગરીક આઘો જઇ આવ્યો ને હાંફતા હાફતા શંહીને કહે છે મહારાજ એનો ધરમરાજા છે તમે ખોટુંજ એનુ નામ કહી બીચારા ઉંટનો પ્રાણ લીધો તો તમારા ઉપર તે કોપાણો છે. ને શંકુકરણના બાપદાદાઓને સાથે લઇ તમારાપર તેનું વેર લેવા આવે છે તો હવે તમથી નસાય ત્યાં નાસો બીજી વાત નહી શંહીએ તે ઉંટનુ ટોળુ દુરથી જોયું ને ચતુરકની વાત ખરી માનીને નાશી ગયો. પછી ચતુરકે કેટલાએક દહાડા સુધી તે ઉંટનું માંસ ખાધુ એણી ગમે દમનક ગયા પુઠે સંજીવક વિચાર કરે છે. હવે શુ કરૂં કયાં જાઊં કાં પીંગલનેજ શરણ થાઊં કે જો કદાચ તેને દયા આવી તો મને શરણાગત જાણીને જીવતદાન આપશે કહ્યું છે.

જે માણસ સતધરમથી ચાલે છે ને તે કદાચ પ્રાલબ્ધે કરીને આપદામાં પડયો તો તેણે નીતી છાંડવી નહી આગથી બળે છે તેને પાણીજ થંડુ કરશે આગ થંડુ નહી કરે આ જગતમાં માણસને જે સારૂ અથવા માઠુ થાય છે તે તેના આગલા કરમ પ્રમાણે થાયછે જે થવાનું તે કદાપી ટળે નહીં કરમ છે તે સાધુ અથવા અસાધુ એ કાંઇ ઓળખાતુ નથી સારા કરમનું ફળ મળવાનો સમો આવ્યો છે એવે સમે જે ભુંડુ કરમ કરે છે તેને તે સારા કરમને લીધે જીત થાય છે તે ઊપરથી દેખાયામાં એમ આવે છે જે માઠાં કરમને સારૂં ફળ થયું અને જે નર સતધરમથી ચાલે છે તે કોઇ આગલા ભુંડા કરમથી આપદામાં પડે છે ત્યારે એમ દીસે છે કે સારા કરમને માઠુ ફળ થયું પણ તે વાત મુળમાં તેમ નથી શંહી ભુંડો થયો છે માટે હું ભુંડો ન થાઊં જો મને મારશે તો બીજા કોઈના હાથથી મરી જઈશ તેથી શંહીના હાથથી મુવો તે સારૂ કહ્યુ છે.

મોટા સાથે લાગ્યા તે નીચ પણ શોભા પામે છે જેમ ભમરો હાથીના ગંડસ્થળ ઉપર સોભા પામે છે મોટા સાથે લડતાં હારે તે શોભે છે જેમ ડુંગર ઉખેડતાં જેનાં દાંત પડયા તે હાથી શોભે છે એવું વિચારી સંજીવક હળવે હળવે પગલાં નાખતો પીંગલ રાજાના મંદિર પાંસે ગયો ને એવું તેણે ભયંકારી દીઠું દરના શતાખક્ષા શાપો છે જેમાં કે હેવા ગર જેવું અથવા સબળા દુષ્ટ જનાવરો ભરેલાં છે જેમાં એવા વન જેવું અથવા ઉપર કમળના ફુલથી શોભે છે ને માહે ઘણાં મઘરો ફરે છે હેવાં તલાવ જેવું તેમ જે રાજાના મંદીરમાં જે શંખ ખોટા જે ઘાતકી જે નીચ એવા માણસોની વરતી છે માટે જે લોકોને અનરથકારી થએલું છે જે માહારાજા મન પ્રસન રાખતા શેવક લોકો સદા દુજે છે. એવું તે રાજાનું મંદીર જોઈ સંજીવક પીંગલ બેઠો છે ત્યાં ગયો તે સમે દમનક જેમ કહે તો હતો તેજ પ્રમાણે તેણે તેને રીશ ભરેલો દેખી જુહાર કર્યા વિના પોક એક કેડે જઇ બેઠો તેણે તેમ કરતાંજ વાર પીંગળે પણ દમનકની વાતો પરથી. તેને શતરૂ સરખો માન્યો ને જઇ તેની પર કુદી પડયો

એટલે પછી સંજીવક પણ પીંગલને ઝખમી કરી મોટી મહેનતથી તેના ઝપાટામાંથી છુટયો ને પોતાનો જીવ બચાવવા સારૂ શીંગડા ઉભા કરીને તેની સામે લડવા ઉભો રહ્યો એમ તે બેઉ જણાં એક એકના પ્રાણ લેવા તઇયાર થયા છે હેવા તેઓને જોઇ કરટક દમનકને કહેછેરે મૂરખ તેં એ સારૂં નહી કરયું જે આજ સુધી વનમાં હોહાકાર કરી નાંખ્યો હવે વાત ક્યા પરીણામને પોચશે એનો તને કઇ સુમાર નથી અરે રાજનીતીના જાણનારાઓનૂં વચન છે કે.

શામ ( એટલે જેમાં બેઉ તરફ સમાધાન રહે ને ઉપાય ) દામ ( કાંઇ લાલચ દેખાડી શતરૂનું મન મનાવીએ તે ઉપાય ) ભેદ ( શતરૂના માણસને લાલચ આપીને તે ઉપર ફેલાણા કરીએ તે ઉપાય ) દંડ ( લડાઈ કરવી તેને શતરૂનો નાશ કરીએ તે ઉપાય ) હેવા ચાર ઉપાય કહેલા છે તો પહેલાથી એક એક કરતાં જઇએ તેથી કામ ન થાય તો છેલ્લે દંડ પર આવીએ પણ દંડમાં તો ઘણુંજ પાપ છે ચાલે તેટલે સુધી તે નહી કરીએ જે વાત ઉપરથી લડાઇજ કરીને શતરૂને દંડ કરવા એવી વાત છે તેજ ડાહ્યો પ્રધાન છે તે શા માનવાથીજ માંડી વાળે છે ને મૂરખ છે તે કોઇક હલકી વાત ઉપરથી રાજાને અને સંધી પ્રજાને મહેનતમાં નાખે છે. ડાહ્યા છે તે પેહેલાં શામનો ઉપાય કરે છે કે જેથી પંડીતો બધે તરફ સમાધાન રહે છે.

સામે કરી કામ થાય તો દંડનું શું કામ ખાંડે કરીને વીત સમે તો પટોળનું શું કામ રે ભાઇ તું જો એમ મનમાં સમજતો હશે કે આવા આવા બૂધિના ખેલ ન કરૂ તો મને ડાહ્યો કોણ કહેશે તો સાંભળ એમાં તારૂં કલ્યાણ નથી ઊલટી હાણ છે, જે ડાહ્યા પણ ઇંદ્રીને પોતાના હાથમા રાખી નથી શકતા જે ડાહ્યાપણું કરમ અકરમનથી ઓળખતું જે ધરમ ઉપર વિશ્વાશ નથી રાખતું જે પુરૂષને શાંત નથી કરતું અથવા જે શત કીરતી નથી વધારતું જે ડાહ્યાપણું વચનનાજ શટકામા દીસે છે પણ કરણીમાં દીસતું નથી તે ડાપણુ એક નરક વીના બીજા શા કામે પડવાનું છે જે ડાહ્યાપણું બીજાનું ધન હરણ કરવા જાણે છે જે બીજાને ઠગવા જાણે છે જે બીજાના દોશ કહાડીને તેની લાજ હરણ કરવા જાણે છે જે બીજાને ફસાવવા જાણે છે તે ડાહપણ બળ્યું.

તો તું પ્રધાનપણુ ઇચ્છેછે ને ત્યાં રાજનીતીને કાજે આ પાંચ પ્રકારને જાણેછે તેજ પ્રધાન પણ જોગ કહ્યા છે તેમાં પેહેલો તો પુરૂષ (એટલે પોતાના માણસનું બળ કેમ છે તે જાણવું જોઇએ ) બીજો દ્રવ્ય સંપન ( એટલે પઇસાનું બળ જાણવું ) ત્રીજો દેશકાલ વિભાગ (એટલે પોતાનું ઠેકાણું કહેવું છે શમો કેવો છે તે જાણીને ચાલવું) ચોથો વીના પાત પરતી કાર (એટલે જે અચીંતુ આવી પડયું તેનો ઉપાય તરત સુઝવો ) અને પાંચમો કારજ સીદ્ધી (એટલે પોતાનું કામ કઇ રીતે થશે તે જાણવુ ) એ પાચ પ્રકારના વિચારને જે જાણે છે તેને પ્રધાન કહેવો તો તારામાં બુદ્ધ હશે તો આ સમે બની આવ્યું છે એનો ઉપાય કર કહ્યું છે એ વચન સમજ પાડીને એકઠાં કરવા હોય તે વારે પ્રધાનના ડહાપણની પારક થાયછે

બીજાનું કામ બગાડવામાં નીચ છે તેની બૂદ્ધ ઘણી ચાલે છે. તેવી સુધારવામાં ચાલતી નથી તો એમાં તારા એકલાનોજ વાંક નથી તું સરખા દુષ્ટનો વિશ્વાસ રાખે છે તેનો પણ વાંક ખરો કહયુ છે કે ઘણું કરીને રાજાઓ નીચના કહ્યા પ્રમાણે ચાલે છે સારા નરસાનો વિચાર કર્યા વીના પોતાની બુદ્ધિએ જે મારગ સારો કહ્યો તે મારગ ચાલતા નથી. માટે જે તે મોટા સંકટમાં પડે છે હવે તમ જેવાને સુધારવાનો શો ઉપાય કહ્યું છે કે માણસનું ઉ-

જગતપણું ભેગળું કરે છે એવું જે ગ્યાન તેથીજ તેમાં તો તેને વધઇ કહાં મળવાનો છે અમરત જેને વીખ થાય છે તેના રોગનો શો ઉપાય તો તું સરખો પ્રધાન છતાં એની પાસે ભલો કોઇ આવશે નહીં તું પોતાના સ્વારથ સારૂં રાજાના પાસે બીજા કોઇને ચહાતો નથી તો તું મને રાજાનો શતરૂ દેખાય છે કાંકે સારાં સારાં માણસો જે પાસે નહી હોય તો તે રાજાનો નાશ થાય છે કહ્યું છે જે વાહાલી વાહાલી વાતો કહેનારા જેઓએ જન્ગમાં તરવાર હલાવી નથી હેવા શેવકોને જે રાજા પાશે રાખે છે તેની લક્ષ્મી તે તેના વેરીના હાથમાં જાય છે અને જાણવું જે પુરૂષ પોતે શઠ થઇને શંપતને વગર મહેનતે લિદયા તે મુરખ જાણવો.

તારા જેવા મૂરખને એવી વાતો કહીને શું કરૂં શખો ક્રોહટ જવાનો એક વાનરાએ વચન કહ્યું છે જે લાકડું નમવા જોગ નથી તે નહીં નમે પથરા ઉપર અસ્તરો નહી ચાલેરે શાચીમુખ પંખા તેમ શીશને પણ ઉપદેશ ન થાય દમનક પુછેછે ભાઇ આ કેવી વાત છે મને સમજાવ તે વારે કરટક બોલ્યો રે ભાઈ સાંભળ.

## કથા ૨૦ મા શુચી મુખ પંખીની.

કોઇ પરવત ઉપર વાંદરાનું ટોળું હતું તે એક સમે ઘણી ટાઢ પડીને થંડો પવન થાય છે તેથી દુઃખ પામવા લાગ્યું તે વારે તેમાંથી કેટલાંએક વાંદરા રાતા ચણોઠીના ઘણા ઝાડ હેઠળ પડેલા હતા તે એકઠા કરીને તેને વસતેવ જાણીને લાકડાં લગાડી ફુંકવા લાગ્યા અને બાકીના સઘળા તેઓની આસપાસ શેકવા ઉભા રહ્યા ત્યાં કોઇ સુચીમૂખ નામે કરી એક પંખી હતો તે તેઓને કહેછે રે તમે સંધા ઘેલા કેમ થયા છો એતો ગુંજના દાણા છે વાસ્તે અમસ્તા મહેનત નહી કરો કોઇ એવે ઠેકાણે જઇ બેશો કે જ્યાં વા નહી આવે અથવા કોઇ ગુફામાં જઈ ભરાવ કે જ્યાં તમને ટાઢની પીડા નહી થાય તે સાંભળીને તેમાંથી એક ઘરડો વાંદરો તે પંખીને કહે છે રે અમારી વાતમાં બોલવાનું તારે શું કામ જો તુ તારૂં કલ્યાણ ઇછતો હોય તો મારગે જા કહ્યું છે.

જેનું મનમાં ધારેલું કામ બગડી ગયું જે જુગારમાં હાર્યો ને જેને શતરૂએ જીત્યો તેને ડાહ્યા પુરૂષે છેડવો નહીં પારખો પછવાડે લાગ્યા છે અથવા મમતમાં પડીને અમસ્તો મહેનત કરે છે અથવા જે મુરખ છે અથવા શંકટની વેદનામાં પડ્યો છે એવાને જે પુરૂષ બોલાવ્યા કરે છે તેની સોભા રહેતી નથી. સુચીમુખે તેનું ન માનતાં વળી પણ તેઓને ઉપદેશ કરવા લાગ્યો તે વારે એમાંના એક વાંદરો જે ફુંકતાં ફુંકતાં થાક્યો હતો એણે જઇ એ પંખીને ઝાલ્યો અને પથરા ઉપર અફાળીને મારી નાંખ્યો. માટે રે દમનક તારી પછવાડે લાગીશ તો મને પણ અવગુણ થશે પણ તું સુધરશે નહીં તું શું કરશે આ અસાધુનો સ્વભાવજ પડ્યો. કહ્યું છે ખોટું માણસ છે એ બીજાનો નાશ કરતે સમે પોતાનું અકલ્યાણ જોતો નથી જેમ એક કુબુદ્ધી હતો એણે બીજાનું ધન હરણ કરતાં પોતાને મારી નંખાવ્યો. દમનક પૂછે છે એ કેમ કરટક કહે છે સાંભળ.

## કથા ૨૧ મી—ધરમ બુદ્ધી ને કુબુદ્ધી.

કોઇએક ઠેકાણે ધરમ બુદ્ધિને કુબુદ્ધ એવે નામે બે મિત્ર રહેતા હતા એક સમે કુબુદ્ધિએ મનમાં વિચાર કે હું મુરખ છું ને ધરમ બુદ્ધ વિદ્વાન છે તો એના મનમાં વાત ભરાવીને એને પરદેશ લઇ જાઊં ત્યાં એને આશરે ધન કમાવીને પછી એને પણ ઠગું એવું ધારીને એણે ધરમ બુદ્ધિની આગળ વાત કરીને કહ્યું ભાઈ ઘરડો થશે ત્યારે તું પોતાનું કરેલ શું સંભારશે પોતાના છોકરાઓને દેશાંતર જઇને નાના પ્રકારની ભાષા તથા ભાત ભાત

ના માણસોની રીત રવેશ જો નહીં જાણીનો એણે આ પ્રથવી ઊપર જન્મ લઈ શું જાણ્યું વિદયા તથા ધન તથા શીલપ ( એટલે સુતાર સલાટ અને બીજા કારીગરોનું કામ ) એને જેટલે સુધી ધીટ થઈને દેશો દેશ નહી ફરીયે,

ધરમ બુદ્ધિને તે વાત ગમી ને પોતાના સગા વહાલાઓની આગ્ના લઇ બેઊ જણા પરદેશ ગયા ત્યાં કબુદ્ધિએ પણ ધરમ બુદ્ધિના આશરાથી ઘણુંક દ્રવ્ય મેળવ્યું પછી તે બેઊ જણા કરત કારજ થયા ને ગેર કયારે પહોંચીશું એવી ઊમેદથી પાછા દેશ આવવાની રાતે પોતાના ગામ પાસે આવ્યા ત્યારે કબુદ્ધિએ ધરમ બુદ્ધિને કહયું રે મિત્ર મારા ધ્યાનમાં એમ આવે છે કે આપણે સઘળું ધન ઘેર નાલઇ જવું કાંકે ભાઇઓ તથા સગાં સબંધી આવીને વળગશે માટે આ ઠેકાણે દાટી મુકીએ ને થોડુંક લઈ જઇએ કેમ તારો શો વિચાર છે તે કહે કહયું છે.

ડાહ્યા પુરૂષે થોડું એ ધન પણ બાહાર દેખાડવું જે માટે ધનને દેખી સન્યાશીનું પણ મન ફરે છે જે ખાવાનો પદાર્થ છે તે જળમાં પડયો હોય તો તેને માછલાં ખાય છે ભોંયપર પશુ ને આકાશથાં પંખી તેમ વીત વાળો છે તે જયાં ગયો ત્યાં તેને ખાય છે. ત્યારે ધરમ બુદ્ધી બોલ્યો સારૂ તો તેમ કરીએ પછી એક પાશાણ શમડીના ઝાડ હેઠળ પઈસા દાટી ને ધરમ બુદ્ધી ને કબુદ્ધિ પોત પોતાને ઘેર ગયા એક રાતે કબુદ્ધિએ તે ઠેકાણે જઇને ખાડો ઊઘાડી પાછો પુરી ધન ચોરી આવ્યો ને તેને કહે છે ભાઇ મને પઇસાની અડચણ છે. તો ચાલ બે જણા થોડાક લઇ આવીએ પેલાએ સારૂ કહયું પછી રાતના ત્યાં જઈને ખાડો ઊઘાડયો અને જૂવે છે તો ઠામ ખાલી છે તે દેખતાંજ કબુદ્ધિ લઇડું કુટવા લાગો અને ધરમ બુદ્ધિને કહે છે રે ચંડાળ આ દ્રવ્ય તું લઈ ગયો તો અડધો અડધ મને આપ નહીં તો સરકારમાં જઇ કહુ છું ધરમ બુદ્ધી બોલ્યો રે પાપી એમ માં કહે રે હું ધરમ બુદ્ધી તેવો નહીં કહુ છું.

ધરમ બુદ્ધિવાળો પુરૂષ છે તેને પરસ્ત્રી માતા સમાન અને પરધન વિખ સમાનછે. જેમ પોતાનો જીવ તેમ સંધા જગતનો જીવ એમ તે જાણે છે. એ પ્રમાણે તે બેઊ વઢતા વઢતા કોટવાળ પાસે ગયા ને સંધી હકીકત કહી તે વારે કોટવાળે કબુદ્ધીને કહ્યુ કે દીવ્યકર (એટલે તેલની કઢાઇમાં હાથ નાંખ અથવા ધખાવલો ગોળો હાથમાં ઝાલ ) ત સાઇ કબુદ્ધી કહે છે મેં એવો ન્યાય કયાંય દીઠો નથી કહ્યું છે. એમાં વાંધો પડે છે ત્યારે પહેલાં તેના કાગળ પત્ર પુછે છે પછી શાખા ને છેલ્લે દીવ.

તો વન દેવતા છે તે મારી શાયદી પુરૂષે દીવશાને કાજે કર એમાં મને પણ કઉતક દીસે છે તો કાલે ત્યાં જઈએ પછી કબુદ્ધીએ ઘેર આવીને પોતાના બાપને સંધુ વર્તમાન કહ્યું અને બોલ્યો હે પીતાજી હવે આપણે કુટુંબની કંઇ ચીંતા કરવી નહીં પડશે જો કહુ છું તેટલું કરશો તો તમે ઝાડના બોલમાં જઇ બેસવું ને સવારે કોટવાળ ત્યાં આવશે ત્યારે હું ઝાડ હેઠળ ઉભો રહી દેવતાની પ્રાર્થના કરીશ ત્યારે તમે માંહેથી ધરમ બુદ્ધી એટલો શબ્દ બોલજો બાપે હા કહી ને રાત્રે ઝાડમાં જઇ બેઠા સવારમાં સંધા ત્યાં ગયા તે વારે કબુદ્ધી પ્રાર્થના કરે છે. હે વન દેવતા હું અનાથ દુખ્યો જાઉ છું તું અધરમ નહી બોલે તો હવે બેમાંથી કોણ ચોર તે વારે ઝાડમાંથી પરતી ઉત્તર નીકળ્યો કે ધરમ બુદ્ધી તે સમે સર્વે અચરત પામ્યા ને ધરમ બુદ્ધીને પારીપત કરવું એમ ઠરયું ધરમ બુદ્ધી બોલ્યો રે મને શીક્ષા કરો પણ પેહેલાં હું ઝાડને બાળું પછી કરો એમાં કંઈ પણ મને કપટ દીસે છે પછી તેણે કંઇ સુકાં લાકડાં

ઝાડના ખોલગાં મુકીને ઉપર તેલ નાખી સળગાવીને બાળી દીધા એટલે ઝાડ માંહેથી શબ્દ થયો રે મુઓરે મુઓરે હું કુબુદ્ધીનો પીતાજે મને અહીંઆંથી કાઢો પછી લાકડાં હોલવીને તેને બહાર કાઢ્યો એટલા સુધી ધુમાડેથી તેની આંખો ફુટી ગઈ અને થોડો પ્રાણ રહ્યો હતો તેને પુછ્યું તું અહીઆં કેમ આવ્યો ત્યારે તેણે કુબુદ્ધીનું નામ દીધું ને પ્રાણ મુક્યો પછી તે કોટવાળ કુબુદ્ધીને સુળી ઉપર દઈને ધરમ બુદ્ધીની સ્તુતી કરવા લાગ્યો ને તેને કહે છે કુબુદ્ધીએ પોતાનું સારૂં ચીંતુ હતું કંઈ માઠું ચીંતુ નહોતું પણ ઉલટું થયું જેમ એક બગલાએ સાપને મારવાનો ઉપાય કર્યો તો પોતાના કુટુંબને મારીને ખાવું ધરમ બુદ્ધી પુછે છે તે કેમ કોટવાળ કહે છે રે સાંભળ.

## કથા ૨૨ મી—બગલો જેણે પોતાનું કુટુંબ મારીને ખાવું.

કોઈ વનમા વડના ઝાડ ઉપર બગલાઓનું ટોળુ રહેતુ હતું એ ઝાડના ખોલમાં એક સાપ રહેતો હતો, એ પેલા બગલાઓના બચ્ચાઓને ખાઈને પોતાનું ગુજરાન કરે એમાંથી એક બગલો બાળકના દુઃખથી ઘણો દુઃખી થયો ને રડતો રડતો તળાવને કાંઠે આવ્યો એને એક કરચલો પુછેછે મામાજી કેમ દુઃખી થયાછો બગલો બોલ્યો ભાઈ શું કરૂં વડના ખોલમાં એક સાપ રહે છે. તેણે મારા બાળકને ખાધાં તેઓનો કાંઈ ઉપાય સુજે તો કહે. કરચલો વિચાર કરે છે કે એ મારો જન્મ વેરીને કામ પડયું છે માટે મને પુછવા આવ્યો છે તો એને કોઇ એવો ઉપાય કહું કે તેથી એના કુટુંબનો નાશ થશે પછી તેણે કહ્યું રે મામા એ વાત સહેલ છે કાંઇક નોળીઆનું અને ત્યાંથી તે વડના મૂળ સુધી માછલાના કડકા નાંખ તે ખાતો ખાતો નોળીઓ ઝાડ સુધી આવશે સાપને મારી નાંખશે બગલે તેમ કરતાંજ વાર સાપ ત્યાં માર્યો ગયો પણ પછે નોળીઆએ એક એક બગલો ખાઇને સંધાઓને નદી સરખા કરયા.

માટે ડાહ્યા પૂરૂષે કોઇ ઉપાય કરતાં સમે તેમાંથી કાંઈ ઉપાય નીકળશે તેનો પણ સુમાર રાખવો. આ કથા સાંભળી કરટક દમનકને કહે છે ભાઇ તેં પણ કુબુદ્ધિ સરખું કર્યું, જે પોતાના અન્નદાતાને મરણના સંકટમાં નાખ્યો આ ઉપરથી મેં તને દુષ્ટ હેવો ઓળખ્યો હવે મારે તહારી સંગત કરવી ન ઘટે ને જો કરૂં તો જગન દત બ્રાહ્મણની પેઠે દુખી થાત દમનક પુછે છે એ કેમ કરટક કહે છે સાંભળ.

## કથા ૨૩ મી જગનદત બ્રાહ્મણની.

કોઇ એક નગરમાં જગનદત એવે નામે બ્રાહ્મણ રહેતો હશે તેહેની બાયડી નિત્ય કહેતી હતી કે બરથાર છોકરાં ભુખે મરે છે તે જોઈ તમે નિચિંત કેમ બેશી રહ્યા છો તે બોલ સાંભળતાં બ્રાહ્મણ બીચારો કંટાળ્યો, અને ઘર છોડીને દેશાંતર નીકળ્યો મારગે ચાલતાં એક મહોટા રાનમાં પહોંચ્યો ત્યાં તરશ લાગવાથી પાણી ખોળવા લાગ્યો. તે વારે તેણે એક કુવો દીઠો તેની માંહે જુવે છે તો વાઘ. વાનર સરપ અને માણસ એ ચાર જણ દીઠા તે વારે બ્રાહ્મણને જોઈ પહેલો વાઘ બોલ્યો અરે ભાઇ કોઇનો જીવ બચાવવામાં મોટું પુન્ય છે એવું જો જાણતો હોય તો મને અહીંથી બહાર કહાડી જીવતદાન આપ બ્રાહ્મણ બોલ્યો અરે જરૂર તને કહાડીને શું પોતાને હાથે મહારો ઘાત કરૂં વાઘ બોલ્યો હું તને વિશ્વાસ આપુછું કે મહારી તરફથી તને ભય નહીં થશે કહયું છે કે.

માણસ મારનાર, દારૂ પીનાર, ચોર, શેઠ અને વચન ફરમાવનાર એઓને પણ શુદ્ધીનો ઉપાય છે પણ વિશ્વાસ ઘાતી શુદ્ધ નથી થતો.

માટે હું તને વિશ્વાસ આપીને નહીં મારીશ બ્રાહ્મણે વીચાર્યું કે સારૂ કરતાં જો માઠું

થશે તો બહેતર છે પણ હું એને સારૂં કરૂં પછી તેણે વાઘને બહાર કાડયો તે પછી વાનર સરપને કહાડયા તે વારે તે ત્રણ જણ બ્રાહ્મણને કહેવા લાગ્યા અરે અમે તને સાચું કહીએ છીએ કે માણસ છે તે સઘળી જાતના પાતકો કરતાં બીજું નથી માટે તું માણસને નહીં કહાડ અને એનો વિશ્વાસ નહીં કરજે હો

પછી તે વાઘ બ્રહ્મણને કહે છે હે મહારાજ આ સામેના પર્વતમાં મારી ગુફા છે ત્યાં કૃપા કરીને આવજો હું તમારી સેવા કરીશ એમ કહીને પોતાને ઠામે ગયો પછી વાનર બો લ્યો હે સ્વામી વાઘની ગુફા પાસે મારૂં ઘર છે ત્યાં પણ આવજો એમ બોલી તે પણ ગયો પછી સરપ બોલ્યા હે બ્રહ્મદેવ તમને જ્યારે સંકટ પડશે ત્યારે મારૂ સ્મરણ કરજો હું તે દૂર કરીશ એમ બોલી ને પણ ગયો પછી કુવામાંથી તે માણસ બોલવા લાગ્યો રે બ્રામણરે બ્રામણ તેં સંઘાઓને કહાડ્યા ને મેં જ તારૂ શું પાપ કરયું છે જે મને નથી કાઢતો તેવારે બ્રાહ્મણને દયા આવી ને તેને પણ બહાર કાઢયો તે જાતનો સોની હતો તેણે બ્રાહ્મણને કહ્યું મહારાજ આ પાસેનાં નગરમાં હું રહુ છું કીરપા કરી મારે ઘેર આવજો હું તમારી શેવા કરીશ એમ બોલી તે પણ ગયો.

તે વારે બ્રાહ્મણ ભૂખ્યો હતો માટે પહેલાં વાંદરાની પાસે ગયો તેણે એક રતનનો હાર આપ્યો ને બોલ્યો કોઈ રાજાનો છોકરો શીકાર કરવા આવ્યો હતો. તેને મેં મારી નાંખ્યો હતો તે તાગલાનો અહાર છે કીરપા કરીને લ્યો તે અહાર લઈ બ્રામણે વિચાર કર્યો કે એ અહાર પેલા સોની પાસે લઈ જાઉં તે એને વેચી મને પઈસા કરી આપશે એવું ધારીને તે બ્રામણ પેલા સોની પાસે ગયો ત્યારે તે તેનો આદર સનમાન કરીને હાથ જોડી આગળ ઉભો રહયો તે વારે બ્રહ્મણે તેને હાર દેખાડયો ને કહયું કે આ વેચી મને ધન કરી આપ તે હાર તેજ સોનીનો ઘડેલો હતો તેણે ઓળખી મનમાં વિચાર કર્યો કે કોઈએ રાજાના છોકરાને મારીને હાર કાઢી લીધો તે બરાબર મારા હાથમાં આવ્યો છે માટે જો હું રાજાને દેખાડીશ તો મને મોટું ઈનામ રાજા આપશે પછી તેણે બ્રાહ્મણને કહયું મહારાજ તમે અહીંયા બેસો હું એ વેચી આવુ છું એમ કહી તેને હાર રાજાને જઈને દેખાડયો અને બ્રાહ્મણનું નામ દીધું તે વારે રાજાના મનમાં આવ્યું કે મારો છોકરો તેજ બ્રાહ્મણે માર્યો હશે પછી સીપાઈઓને આગ્ના કરી કે તે બ્રાહ્મણને પકડી લાવો અને કાલે સુળી ઉપર દો તે આગ્નાપર તેઓએ જઈ બ્રાહ્મણને પકડયો ને બંધીખાનામાં નાંખ્યો તે વારે બ્રાહ્મણ મોટું દુઃખ પામી બોલવા લાગ્યો રે હું તે જનાવરોએ વાત કહી હતી તે સાંભળી પછી તેણે સાપનું સ્મરણ કરયું એટલે તે આવી પુછવા લાગ્યો રે શું કરૂં તે કહે બ્રાહ્મણ બોલ્યો બંધથી છોડાવ સાપ બોલ્યો હું જઈ રાણીને કરડું છું તે વખત તારા શીવાય બીજો કોઈ નહીં ઉતારી શકે આ પરકારે તારો છુટકો થશે પછી સાપે તે પ્રમાણે કરયું ત્યારે રાજાએ ઢંઢેરો ફેરવ્યો કે જે રાણીને સાજી કરે તેને જે માગે તે આપું ત્યારે બ્રાહ્મણ ચોકીવાળાને બોલ્યો અરે જઈ રાજાને કહો કે હું રાણીને ગુણ કરીશ ચોકીવાળાયે રાજાને કહ્યું એ સાંભળતાંજ રાજાએ બ્રાહ્મણને તેડાવ્યા ને રાણી પાસે લઈ ગયા તેણે રાણીને હાથ અડકાડયો કે તરત વિખ ઉતરી ગયું ત્યારે રાજા બ્રાહ્મણ ઉપર ઘણો પરસન થયો ને સનમાન કરી હારની વાત પુછવા લાગ્યો બ્રાહ્મણે તે મુળથી બધી વાત કહી બતાવી એ વખત રાજાએ સોનીને પકડી સુળી ઉપર ચડાવ્યો અને બ્રાહ્મણને પરધાનપદુ આપી સંતોષ્યો.

માટે હે દમનક તારી સંગત સારી નથી ને તારાં જેવા પીંગલ પાસે છે માટે તેની પા

સે પણ મને રહેવું ન ઘટે એક રથકારે સીંહને કહ્યું છે માટે તારી પાસે મરતક્ષ એવો શીઆળ છે ને ટકણુ ચાંચ જેની એવો કાગડો છે તે માટે શીંહ હું ઝાડ ઉપર ચડી બેઠો કાંકે તારા સાથીઓ સારા નથી દમનક પુછે છે આ કેવી વાત છે તે કહે કરટક બોલ્યો સાંભળ.

## કથા ૨૪ મી--દેવ ગુપ્ત રથકાર.

કોઈ એક નગરમાં દેવગુપ્ત એવે નામે રથનો કરનાર રહેતો હશે તે રાનમાં જઈ મોટા મોટા લાકડાં તોડી લાવતો હતો એ વનમા વીગળ એવે નામે એક શંહી રહેતો એના સાથી એ બે જણા હતા એક શિઆળ, બીજો કાગડો તે કોઇ સમે સંહી રાનમાં એકલો ફરે છે તેણે તે રથકારને બાયડી સમેત દીઠો રથકારે પણ શંહીને દેખી પોતાને જીવવાની આશા છોડી પણ તેટલામાંજ ધીરજ કરી સંહીની સામે ગયો ને તેને નમસ્કાર કરી કહે છે અરે મારા મીત્ર સારૂ થયું જે તુ આજ મને મળ્યો હવે હું તને બીજે ઠેકાણે જમવા નહિ દઉ આ તારી ભોજાઇની પણ એજ વીનંતી છે સંહીં બોલ્યો બાઇ માંસના ખાનારને અન્ન ભાવતુ નથી તો એ પણ તારૂ મન રાખવા થોડુક ખાઈશ તે વખત રથકારે ડાબડામાંથી એક લાડવો કહાડ્યો ને સિંહને આપ્યો તે તાજા ઘીએ ભરેલો ને ખાંડ, સાકર. લવીંગ, એલચી અને જાવતીનો ઘણો સ્વાદ આવતો હતો અહેવા લાડવો ખાઈ શિંહે બીજો પણ માગ્યો પછી રથકારની પાસેના સઘળા લાડવા ખાઇને ત્રપ્ત થયો ને રથકારને અભય આપી વનમાં જવા લાગ્યા તેને રથકાર કહે છે ભાઈ તું રોજ અહીં આવતો રહે હું તારી સેવા કરીશ પછી તે સિંહ નીત્ય આવે ને લાડવા ખાતો જાય કાંઇ ચારો કરવા જાએ નહિ ત્યારે શીઆળને કાગડો હરરોજ ભુખે મરવા લાગ્યા તેમણે એક દીવસ ગળે પડી સિંહને પુછ્યું મહારાજ દહાડે એકલા કયાં જાવછો તે કહો ત્યારે સિંહે સઘળો સમાચાર કહયો તે સમે પહેલા તહેને કહે છે રાજા માણસના લોહી, માંસમાં ઘણો સ્વાદ લાગે છે તે આગળ લાડવા કાંઇજ નથી માટે ચાલો આપણ જઈ રથકારને મારીએ શિંહ બોલ્યો અરે મેં તેને અભય આપેલું છે માટે મહારાથી તેને મરાય નહી પણ તેની પાસેથી તમારે વાસ્તે લાડવા માગીશ

તેમણે કહ્યું સારૂ પછી તે ત્રણ જણા રથકાર પાસે ગયા તેમને આવતા જોઇ રથકાર બાયડી સમેત ઝાડ ઉપર ચઢયો ત્યારે તેને શંહી પુછેછે રે ભાઇ આજ મને જોઇ ઝાડ ઉપર કેમ ચડયો રે હું તારો મીત્ર છું હેઠે ઉતર બીહીશમાં રથકાર બોલ્યો ભાઇ તુ સારો છે પણુ તારા સોબતી સારા નથી માટે હુ ઝાડ ઉપર ચડયો હવે તું તારે મારગે જા.

માટે હે દમનક પરધાન તો બળભદર જેવો જોઇએ કે જેણે નંગા ગોસાઈને બાળીને રાજાને ઠેકાણે લાવ્યો ને પોતાનું કામ સાધ્યું દમનક પુછે છે તે કેમ થયું હશે કરકટ કહે છે સાંભળ.

## કથા ૨૫ મી—બળભદર પરધાનની.

કોઈ પુરશોતમ એવે નામે અજોધ્યાનો રાજા થઈ ગયો તે સકળ ગુણે કરી પરીપૂર્ણ એવો હતો તેનો પરધાન બળભદર એવે નામે હતો કોઇ સમે રાજાએ બળભદરને શતરૂ ઉપર મોકલ્યો છે હવે સમે કોઇ નંગા ગોસાંઈ તે શહેરમાં આવી પુગ્યો તેણે જારણ, મારણ, વશીકરણ, તંતર, તાવીજ, જંતર, મંતર, બંધન ધ્યાન, જોગ, ઓસડ, જોતીશ, રમલ વીગેરે સંધી વિદ્યાનો ખેલ કરી બધુ નગર વશ કરી નાખ્યું પુરશોતમ રાજા તેની કીર્તી સાંભળીને પોતાને ઘેર લઇ ગયો ને પુજન કરયું પછી તે ગોસાંઇએ જટા માંહેથી પાણી કહાડયું હાથમાં વસતેવ વીગેરે પેટ ફાડીને સાંધી દેખાડયું એવાં એવાં કઉતક કરીને તેણે એ રાજાને પણ વશ કર્યો પછી તે દહાડેથી સંધુ રાજ કાજ છોડીને રાજા નીત ગોસાંઈ સાથે વાતો ક-

રવા બેસે ને ગોસાંઈના કહ્યા પ્રમાણે ચાલે એક સમે વેળા ટાળીને ગોસાંઈ આવ્યો તેને રાજાએ પૂછ્યું મહારાજને આજ કેમ અવારૂ થયું તે બોલ્યો રાજા હું હાલ ઇંદર લોકથી આવું છું.

અને ઈંદર તથા સંઘા દેવતાઓએ તને ખેમ ખુશાળ પુછ્યું છે. રાજા બોલ્યો તમે સ્વર્ગમાં કેવી રીતે જાઓ છો ગોસાંઈ બોલ્યો હું મારા શરીરને મઢમાં મુકું છું ને બીજું દીવ્ય શરીર લઈને જાઉં છું પછી કેટલાએક દહાડા ગયા એટલામાં બળભદર જીત કરી પાછો આવ્યો તેણે જોયું તો રાજા પરવશ છે તે ગોસાંઈ સાથે આણંદમાં વાતો કરતો બેઠો છે તેણે બળભદરને પુછ્યું રે તું આ ગુરૂને જાણે છે પેલો બોલ્યો મહારાજ એકની કીર્તી હશે દેશ છે આપણું ભાગ્ય જે આ ગુરૂ આપણે હાથ લાગ્યા હું સાંભળું છું જે ગુરૂજીનું સ્વર્ગ લોકમાં પણ ગમન છે શું એ વાત સાચી હશે મહારાજ ગોસાંઇ બોલ્યો રાજા તારા પરધાનને વીશ્વાસ આવતો નથી તો ચાલ તને હમણાંજ પરીત દેખાડું એમ બોલી રાજાને તથા પરધાનને પોતાના મઢમાં પાસે લઈ ગયો ને બહાર ઉભા કર્યા પોતે બારી લગાડી અંદર જઈ બેઠો તે વારે પરધાનને રાજા કહે છે મહારાજ આ જોગી બીજું શરીર લઈ સ્વર્ગ જાય છે એ વાત જો સાચી હશે તો એના મઢને સળગાવી દઈએ રાજા બોલ્યો એ શું કહે છે રે પરધાન તે બોલ્યો મહારાજ આપણે એનું મૃત્યુ લોકનું શરીર બાળી નાંખીએ પછે એ સ્વરગ લોકની કાયાથી આપણને દરશન દેશે એમાં આપણને એતે પણ સારૂ છે રાજાને તે વાત ગમી પછી તે બળભદરે મઢને આગ લગાડીને ગોસાંઈને બાળી નાંખ્યો તે ધુતારો હતો તેને મારયાથી બધા જગતની પીડા ટળી રાજાને સુખી કર્યો ને પોતાનું પણ કામ કરયું માટે હે દમનક ડાહ્યા પરધાન એવા થાય છે નહીં તો તારા જેવા કહ્યું છે કે ડાહ્યો શત્રુ સારો પણ મુરખ મિત્ર કામનો નહીં ડાહ્યા ચોરે પોતાના એકલાનો પ્રાણ આપી ત્રણ જણને બચાવ્યા ને મુરખ વાંદરાએ રાજાને મારી નાંખ્યો દમનક પુછે છે તે કેમ થયું હશે કરકટ કહે છે ભાઇ સંભાળ.

## કથા ૨૬ મી ડાહ્યો ચોરને મુરખ વાનર.

એક રાજાનો છોકરો, પરધાનનો છોકરો અને વાણીઓ વેપારીનો છોકરો એ ત્રણ વચ્ચે મિત્રાઈ ઘણી પડી તે આખો દિવસ પોત પોતીકા ધંધા છોડીને અકડા કરે રમે અને મોજ કરતા રહે કોઇ સમે રાજા પોતાના છોકરા ઉપર રીસે ભરાણો અને બોલ્યો રે મને ધીક્કાર છે કે મારે પેટે તારા જેવો મુરખ દીકરો તે વાત રાજાના છોકરાએ પેલા બે પાસે કરી ત્યારે તે બોલ્યો ભાઈ અમારા પિતા પણ એમજ અમને દહાડી દુખ દે છે. રાજાનો છોકરો કહેવા લાગ્યો રે તો હવે આ જંગળમાં રહેવું આપણને ન ઘટે કોઈ બીજે ઠેકાણે જઈએ વાણીયો બોલ્યો ભાઈ તું ખરૂં કહે છે પણ પઈશા વિના પરદેશમાં કેમ કરીશું માટે પહેલાં આપણે રોહીણાચાલ પર્વત ઉપર જઈએ ત્યાંથી થોડાં એક રતન લઈને પછી મારગ ચાલીએ રાજપુત્રે કહ્યું સારૂ પછી તે પેલા પરવત ઉપર ગયા ત્યાં રતનની ખાંણ હતી તેમાં ખોદ્યું તે વારે ત્રણ જણાને ત્રણ રતન જડયાં તે લઇ વિચાર કરવા લાગ્યા કે આ રાનમાંથી રતન લઇને જઈશું તો કોઈ ચોર લુંટી લઇ જશે પરધાનનો છોકરો બોલ્યો મને એમ સુઝે છે ભોજન સમે રતન ગળી જઈએ તે જુગતી સહુએ કબુલ કરીને તે પરમાણે કરયું ત્યાં કોઇ માણસ ઝાડ ઉપર હતો તેણે જોયું ને મનમાં કહેવા લાગ્યો રે આજ એટલા દહાડા મહેનત કરૂં છું પણ મને એક રતન ન મળ્યું તો હું એની સાથે લાગ્યો જાઉં ને મારગમાં એ ઉંઘશે તે વારે એમના પેટ ફાડી રતન કહાડી લઈ જાઉં એમ ધારી તે તેમની પછવાડે ગયો અને તેમને મારગમાં ગાંઠી બોલ્યો છે ભાઈઓ કરપા કરી મને સંગ આપશો તો મારે

દેશ પહોંચીશ ને બાયડી છોકરા સાથે તમારૂ કલ્યાણ માગીશ તેમણે કહ્યું સારૂં પછી તે સઉ સાથે ચલ્યા રાનમાં જતાં કોઈ બીલની વસ્તી પાસે આવ્યા ત્યારે તે બીલનો આગેવાન રહેતો તેનો એક પોપટ હતો તે બીલને સાદ કરવા લાગ્યો રે મારા "ધનીરે" મારા ધણી" મારગમા કોઇ જાય તેઉની પાસે અમુલ રતન છે તો ઉતાવળા જાવ ને તેઉને ઝાલો ને સાંભળી ને બીલ ચાકરો સમેત દોડયા અને ઝાડો લઇ જુવે છે તો મારગવાળા પાસે" કંઈએ મળ્યું નહી એટલે મુકી દીધા અને પાછો આવ્યો ત્યારે ને પોપટ વળી બોલવા લાગ્યો રે તેઉની પાસે રતન છેરે છે તો તેઉને જવા નહીં દે તે વેળા બીલ પાછો મારગવાળા પાસે આવ્યો ને બોલ્યા રે જાઓ ના તમારી પાશે રતન છે તો આપો નહી તો જીવ લઈશ તે બોલ્યા વળી ઝાડો લે બીલે વળી ઝાડો લીધો પણ કઇ મળ્યું નહીં ત્યારે તેઉને કેહેછે રે મારો પોપટ કદાપી જુઠુ નહી બોલે તો તમારા પેટમાં રતન હશે ને કાઢવા જાઉએ એમ કહી તેઉને પકડી બંધા ખાનામા નાખ્યા તે સમે પેલા ચોર વીચાર કરે છે હવે આ બીલ એઉના પેટ ફાડશે તેવારે રતન જોઇ મારૂ પણ પેટ ફાડશે માટે મારૂ મરવુ નિશ્ચે આવ્યુ તો આવે સમે મને પરોપકાર કરવા ઘટે છે કહ્યું છે કે

આ શરીર જવાનું એ નિશચે જાણીને મરતી વેળાએ પણ જે લોક ઉપર ઉપકાર કરે છે તે પુરૂષ મુઓ એમ નહી જાણવું માટે પહેલાં હું મારૂ પેટ ફડાવું તેમાં કાંઈ જડયું નહીં એટલે બીલને દયા આવશે ને આ ત્રણ જણાને મુકી દેશે તેથી મારી કીરતી આ લોકમાં ને પરલોકમા થશે પછી સવારમા બીલ આવ્યો તેને ચોરે કહ્યું આ ત્રણ મારા ભાઈ છે માટે તું એઉના પેટ ફાડશે તે દુઃખ મારાથી જોવાશે નહીં તો મારા ઉપર કીરપા કરીને પહેલાં મારૂં પેટ ફાડ તે ઉપરથી બીલે તેનુ પેટ ફાડયું ને જુવે છે તો તેમાં કાંઇ મળ્યુ નહીં તે વારે એ બોલ્યા હે ભગવાન પંખીના બોલ ઉપર મેં આ શું કરમ કરયું હવે બીજાઓની હત્યા નહી કરૂં જેમ પેટમાંથી કાંઇ મળ્યુ નહીં તેમ બીજાઓના પેટમાંથી પણ મળશે નહી એમ બોલીને ત્રણને છોડી દીધા પછી મારગ ચાલતાં તે કોઇ નગરમાં પહોચ્યા ત્યાં ઝાડના મારગથી રોજ જમ પેટમાથી રતન પડતાં હતા તેમ પાડી ત્રણે રતન વાણીઆને હસ્ત કરયા તેણે તેને વેચી નાણું આવીને રાજાના છોકરા આગળ મુકયુ તે દ્રવ્યના પરતાપેથી એકના બે રૂપીઆ આપીને રાજાના છોકરાએ ફોજ રાખીને પરધાનના છોકરાએ બુદ્ધી બળે કરીને તે નગરના રાજા સાથે લડાઇ કરી પોતે દેશનો રાજા થયો પછી પરધાનનો છોકરો ને વાણીઆનો છોકરો સઘળા કારભાર કરે ને રાજા નાના પરકારના ભોગ ભોગવતો જાય એક સમે રાજાએ એક વાદરાનું બચ્ચું દીઠુ તેને લઈ પાળ્યું ને તેને તરવારના હાથ કરવા શીખવા તેમાં તેની કુશળતા ઘણીજ દીઠી એટલે પછી તેને પોતાનો અંગરક્ષક કરયો એક સમે સરદરૂતુના દહાડામાં રાજા બાગમાં ગયો છે ત્યા રમતે રમતે થાકયો એટલે એક બંગલામાં જઈ સજ્યાપર પડયો તે ઠેકાણે મદસુગંધ ને શીતળ વા વાય છે તેથી ઉંઘ આવવા માંડી તે વારે વાંદરાને કહ્યું રે ખબરદારીથી રહેજે કોઇને આવવા નહીં દઇશ વાંદરે કહ્યું સારૂજી પછી રાજા ઉંઘ્યો રાજાના અંગને કેશર કસ્તુરીનો લેપ કર્યો હતો તેની વાસથી ભમરો આવીને તેની છાતીપર બેઠો તેવારે વાંદરો રીશે ભરાણો ને તેણે ભમરાપર તરવારનો ઘા કરયો તેણે ભમરાને રાજાના પણ બે કટકા કરયા માટે રે દમનક ડાહયા શતરૂ સારો પણ મુરખ મિત્ર કાંઈ કામનો નથી.

માટે જો તું પોતાના ધણીને આપદામાં નાખવા મુકશે નહી તો તને અમારા સરખાની

શી પરવા માટે તારી ચાલ જોઇને મને પણ તારી સાથે તેમજ ચાલવું ઘટે છે કોઇ એક વાણીઆનું વચન છે.

જેમ ખાંડી બંધ લોહોડુ ઉંદર ખાઇ જાય તો રાજા શગલી બાલકને લઇ ઉડી જાએ એમાં શું અચરત છે દમનક પુછેછે તે કેમ થયું હશે કરકટ કહે છે બાઈ સાંભળ

## કથા ૨૭ મી—જીરણધન અને પાલન શેઠ.

કોઈ વસ્તીમાં એક મોટો વેપારી જીરણધન નામે ફગીને રહેતો હતો તે વેપાર કરતાં અટક્યો ત્યારે પરદેશ જાનો મનસુબો કરવા લાગ્યો કહ્યું છે કે જે પરદેશ મધે પોતાના પરતાપથી પઇશા મેળવીને ભોગ ભોગવેછે તે દેશ મધે તેને ઠેકાણે દગદ્રી થયા પછી જે રહે છે તે અધમ પુરૂષ જાણવા જે ઠેકાણે જેણે શંપતના ભરમમાં અહંકાર કરીને કોઈને ગણ્યું નહી તેજ ઠેકાણે તેવી બીજા પાસે જાચના કરવા લાગ્યો તો તે પુરૂષને ધીક્કાર છે એવું જાણીને પરદેશ જવા લાગ્યો ત્યારે તે વાણીઆ પાસે હજાર ખાંડી લોઢુ રહેલુ હતું તેની પીડ ઘણી નરમ હતી માટે તેને એક પાલણશેઠ કરીને વાણીઓ પોતાનો દોસદાર હતો તેને ઘેર તે અનાગત રાખ્યું ને પોતે દેસાંતર ગયો ત્યાં કેટલા એક વરસ રહીને ધન કમઇ પાછોપેતાને ગામઆવ્યો ગામમાં પેસતાંજ પહેલા મારગ ઉપર પાલણશેઠનું ઘર હતું માટે તેને ત્યાં ઉતરયો પાલણ શેઠે તેને જોઈ ઘણોજ હરખ દેખાડયો ને શુખશાતા પુછી તે સમે જીરણધને લોઢાની વાત પણ કહાડી ત્યારે તે બોલ્યો રે ભાઈ તે તો ઉંદર ખાઈ ગયા જીરણધન મનમાં સમજી ગયો ને બોલ્યો હશે શેઠજી તો તમારો શો વાંક આ સંસારમાં વસ્તુમાતર નાશવંતજ છે ત્યાર પછી તે વાત છોડી દઇને જીરણધને પાલણ શેઠને પુછ્યું શેઠજી હવે તમારે છોકરાં કેટલાં છે પેલાએ પોતાના છોકરાને તેડીને કહ્યું આ તારો સેવક એક છે તેનું હરીભાઇ રાખ્યું છે જીરણધને તેને ખોળામાં લીધો ને બોકી દઈને કહે છે દીકરા તે મને ઓળખ્યો હું તારો કાકો છું પછી શેઠજીને કહયું આગ્યા આપો તો નદીના ટાઢા પાણીએ શનાન કરી આવુંછું આપણા હરીભાઈને પણ અગોટીયુ લઈ મોકલો પાછો સાથે લઇ આવીશ શેઠ તેના આશીઆળા હતા માટે તેને હા કહી કહ્યુંછે કે વગર કારણે કોઈની વાત કોઈ સાભળતો નથી ખાધું છે માટે અથવા ભયે કરીને અથવા આગળ કાંઇ કામ કરી લેવું છે માટે એકની વાત બીજો સાંભળે છે બીજું.

જે કોઈ પ્રીત દેખાડે કે જે પ્રીતને કાંઈ કારણ નથી તેનો વિશ્વાસ ન કરીએ તો તેમાં નફોછે પછી બાપે મોકલેલો હરીભાઈ કાકાની સાથે અગોટીઆં વાંસણ લઇ દોડતોજ આવ્યો જે તે સમે જીરણધને નદી કીનારે એક ગુફા હતી તેમાં છોકરાને મેલ્યો ને તેને મોઢે એક મોટો પથર મૂકી છોકરાને કહયું ભાઇ હું નાહિઆવું તેટલા સુધી તું અહીંઆં રહેજે પછી જીરણધન નાહીને પરભારગો પાલણ શેઠને ઘેર ગયો તેણે પુછ્યું છોકરો ક્યાં છે પેલો બોલ્યો તેને તો સમળી લઈ ઉડી ગઇ તે બોલ્યો એવું વળી ક્યાં બન્યુ છે કે સમળી છોકરાને લઈ ઉડી જાય જીરણધન બોલ્યો તો એવું વળી ક્યાં થયું છે કે હજાર ખાંડી લોઢું ઉંદર ખાઇ જાય એમ તે બે જણા વઢતાં વઢતાં રાજા પાસે ગયા પાલણશેઠ મોટો સુરકાઢી બોલ્યો જુલમ છે રે મારો છોકરો આ ચોર લઈ ગયો તે આપતો નથી તે કહે છે કે સમળી લઈ ગઈ પેલો કહેવા લાગ્યો હે રાજા આ ખરી વાત છે કે જો ખાંડી બંધ લોઢુ ઉંદર ખાય તો હે રાજા શમળી બાળકને લઈ ઉડી જાય એમાં શી નવાઈ છે.

પછી તેણે રાજાને લોઢાની વાત કહી ત્યારે રાજાની સભા હસીને બેઉનો માલ આપીને અ

પાવી સમાધાન કરયું એ વાત કહી કરકટ દમનકને કહે છે રે તને કાંઇ ભુંડાની સંગત હતી માટે તુ એવા અવગુણી નીસરયો એક પોપટનું વચન છે હે રાજા એનો ને મ્હારો માબાપ એક પણ મને રૂષીએ પાળ્યો છે ને તેને કસાઇએ તેણે રાત દહાડો કસાઇનાં વચન સાંભળયાં ને મેં ગ્યાની પુરૂષના માટે એમાં તેનો દોષ નથી જેવી સંગત તેવી બુદ્ધી થાય છે દમનક પુછેછે એ વાત કવી કરકટ કહે છે સાંભળ.

## કથા ૨૮ મી. બે પોપટની વાત.

કોઈ રાનમાં સાવરના ઝાડ ઉપર એક પોપટની માદી એ બચ્ચાં મેલી કોઈ સમે તે માદી ચારો કરવા ગઈ છે એટલામાં એક જણાએ તે પોપટના બચ્ચાં પકડયાં ને તેમાંથી એકને કસાઈને ત્યાં વેચ્યુ ને બીજાને રૂષીને ત્યાં વેચ્યુ એક સમે રાજા કસાઇના વાડા આગળથી શીકાર કરવા રાનમાં જાય છે તેને દેખી પોપટ બોલવા લાગ્યો અરે એને મારો, કાપો, કટકા કરો પેટ ફોડો જુઆછો શું વહલા થાવ એ સાંભળી રાજા અચરતયવા લાગી જતો રહયો આગળ ચાલતા તેણે એક રૂષીનો આશ્રમ જેયો ને માંહે ગયો ત્યાં પોપટ તેને તે કહેવા લાગ્યા રાજા આવા બેસા અરે કાંઇ મીઠા ફળ ને પાણી લાવો રે હે રાજા આરામ કરો થાકયા હશો આજ કોણી રાજ કીરપા કરી ધન અમારો આશ્રમ કે યાહાં તમારા સરખા ધરમી રાજાનાં પગલા લાગ્યાં આ સાંભળી રાજા ઘણાજ પ્રસન્ન થયો ને તેહને પુછવા લાગ્યો અરે પખી આ શું છતાં થોડેક દૂર મેં એક પોપટ જેયો એ મને જોઈ કહેવા લાગ્યો મારો કાપો અને તારા મોઢામા આવાં મીઠા વચન એ કેમ હશે પછી એ પોપટે મુળથી વાત કહીને બોલ્યો હું રાજા એણે રાત દીવસ કસાઈના વચન સાંભળ્યા ને મેં ગ્યાની પુરૂષની વાતો સાંભળી માટે એમા તેહેનો દોષ નથી ને માહરો ગુણ નથી જેવી સંગ તેવી બુદ્ધી થાય છે

માટે અરે દમનક તને સંગત સારાની નહોતી, સંજીવક બિચારો ભલો માટે સિંહની પ્રીત પામ્યો તે તેને સહુ નહી સારાની પછવાડે શત્રુ લાગેલાજ છે કહયું છે કે નીચા કુળનો છે તે કુળવંતનો દ્વેષ કરે છે દરપખતાનો કપટી દળદ્રી ધનવાનનો કરૂપ સરૂપનો પાપી ધરમીનો અને મુરખ વિદ્વાનનો દ્વેશ કરે છે એનો ગુણ એ કેવો છે કે જેને દુરજન કાંઈ દોષ દેતો નથી તે પાપ કરતા બીહે છે તેમાં કહે છે કે ડહાપણ પણ નથી જે પોતાનુ ધરમ કરમ કરે તેને ઢાંગી કહે છે જે ચોખાઇ રાખે તેને કપટી સુરાને નિરદય ક્ષમાવાન ને ભોલા પ્રાક્રમી ને પાપી ઘણુ બોલવા જાણે તેને વાચાળ અને જે થોડું બોલે છે તેને ઘંટો કહે છે.

એમ તે બે જણા વાતો કરે છે એટલામાં સીંહી સાથે લડતાં તેના હાથથી સંજીવક મરણ પામ્યો ને ભોંય પર પડયો તે વારે સઘળા વનમાં હાહાકાર થઈ ગયો તેનું પરેત જેઈ પીંગળને પણ દયા આવી ને તેના ગુણનું સ્મરણ કરીને બોલવા લાગ્યો રે મેં પાપીએ શું કુકરમ કરયું રે જેને મેં સારો કહયો જેને મેં મહારો બોલાવ્યો તેનેજ મેં મારે હાથે મારયો માટે મારા સરખો પાપી કોઈ નથી એમ તે પીંગળ સંતાપમાં પડયો છે ને કહી થાય છે પણ શું કરશે વાત થઇ ગઈ તે પાછી આવતી નથી કહ્યું છે.

એકાદ ભુંડુ કામ થઇ ગયા કેડે જેવી બુદ્ધી થાય છે તેવી બુદ્ધી જે પહેલાં થાય તો તેથી કાંઇ ખાટું કામ નીપજે છે એવા સંહીને શોક કરતાં જોઇ દમનક આગળ થયો ને કહે છે રાજા એક અપરાધીઆને સારૂ તમે એટલો શોક શા માટે કરો છો કહયું છે કે બાપ,

બાયડી છોકરો અથવા મીત્ર આપણો પ્રાણ લેવા આવ્યો તો તેને મારીએ તેમાં પાપ નથી તો એ તમારો વહાલો ખરો પણ તમને મારવા આવ્યો તો એને મારવું જોગ છે એમ પીંગલને સમજાવીને તેને એની પાસેથી શંજીવકનો શોક મુકાવ્યો પછી પોતે પરધાન થઇ સંધો કારભાર કરવા લાગ્યો.

આ પ્રમાણે મીત્રભેદ તંત્ર પહેલું કહીને વીશનુશરમાં પંડીત રાજપુત્રને કહેવા લાગ્યો કે છોકરાઓ રાત્રીએ ઘણી ચોકસાઇથી ચાલવું જોઇએ નહીં તો દમનક સરખો કોઈ લોભી ચાડીયો રાજાને રમકડુ કરીને પોતાનું કામ સાધી લે છે રાજ પુત્ર કહેવા લાગ્યા સારૂ મહારાજ તમે જે વાતો કહી તે સધી જે ધ્યાનમા રાખશે તે કોઇ પાસેથી ઠગ્યા જશે નહી એ અમે સારી પેઠે જાણ્યું.

તંત્ર ૧ લું સમાપ્ત.

---

## મીત્ર પ્રાપ્તી તંત્ર બીજું પ્રારંભ.

વીશનુંશરમા પંડીત રાજપુત્રોને કહે છે હવે હું તમનેમીત્ર પરાપતી નામે બીજું તંત્ર સંભળાવું છું સાવધાન ચીતે સાંભળો રાજપુત્રો કહેવા લાગ્યા હાંજી કૃપા કરી કહો પછી વીશનુશરમા કહે છે જેને કોઈ સહાય નથી પણ જાતે જે બુદ્ધીવાળા અને ડાહ્યા છે તે તેવું એક કઠણ કામ હોય તેને સાધે છે જેમ એક કાગડો ઉંદર હરણ.અને કાચબો એકઠે સાધ્યું રાજપુત્રો પુછવા લગ્યા એ કેમ વીશનુશરમા કહે છે સાંભળો પશ્રાગ દેશમાં એક નગરી પસે મોટું વડનું ઝાડ હતું તે ઝાડને આશરે ઘણાં જીવજંતુ સુખ પામતાં હતાં કહ્યું છે કે તે ઝાડને ધન છે જેની છાંયામાં પશુ પંખી સુખ પામે છે જેના પાતરે પાતરે પંખીની વસ્તી છે જેના ઢોલમાં કીડાકીડીઓ આરામ પામે છે વાંદરા જેની ડાળીઓના આશરે કરી રહેલાં છે ભમરા જેના ફુલનો મધ ખાય છે માટે જે પુરૂષના હાથે પરોપકાર થતો નથી એણે જન્મ લઇ ભોંયને ભાર માતર કર્યો છે.

હેવા એ વડના ઝાડ ઉપર લઘુપતન નામે એક કાગડો રહેતો હતો કોઈ સમે તે ચારો કરવા બહાર નીકળ્યો છે એટલામાં તેણે એક પારધી સામાં આવતાં દીઠો તે વારે વિચાર કરવા લાગ્યો કે હાથમાં પાશ અને ચોખા લઇને મારા વડ સામો જાય છે તો હું પાછો જાઉં અને સઘળા પંખીઓને ચેતાવું નહી તો તેઓ કુસાઈ જશે પછી તે કાગડો પાછા વડ ઉપર આવી સઘળા પંખીઓને કહે છે રે પેલો કાળો પુરૂષ આવે છે તે પારધી છે જાળ પસારીને ચોખા નાખશે એ વિખ સરખા માનજો હો એમ બોલે છે એટલામા પારધીએ આવી જાળમાં ચોખા નાંખ્યા ને પોતે દુર જઇ બેઠો એ જોઈ વડ ઉપરથી પંખી હેઠે આવ્યાં નહીં પણ એટલામાં ચીતર ગવરીક પોતાનો રાજા પોતાનું ટોળું લઈ બહારથી ભમતો ભમતો ત્યાં આવ્યો એને લઘુપતને વાર્યો તો પણ એનું મન રહ્યું નહીં ને ખાધાની લાલચે એ મંડળી સમેત જાળમાં લઈ પકડાણો કહ્યું છે.

જ્યાં માણસનો ઉપાય નહીં એવા જળમાં જેની વસ્તી એવો પણ માંછલો જ્યારે જીભને સ્વાધીન થાય છે ત્યારે સહેજ ગલામાં માર્યા જાય છે એ વાર પારધી મનમાં હરખ પામ્યો ને લાકડી લઈ તેઉને મારવા દોડ્યો એટલામાં ચીતર ગરીવ રાજા કપોતાઓને કહેછે આપણો

હવે બીહીને શું કરીએ હીમત કરશો તો આપણે હજાર જણા છીએ એક જોર કરીને આ પાશે જાળ સમેત ઉડી જઇએ. પછી સહુએ એમ કર્યું ને વારે જાળ સુધાં આકાશ પંથે ઉડી ચાલ્યા તેમની પછવાડે કેટલાક દૂર લગણ પારધી પણ ગયો પછી થાકીને પાછો વળી કહે છે.

જે થવાનું તે નથી થતું ને જે ન થવાનું તે શેજ થાય છે એ પરમેશ્વરની ઈચ્છા કહીએ અરે મારૂં પેટ ભરવાનું હતું તે પણ ગયું હે ભગવાન હવે હુ શું કરૂં એણી ગમે ચીતરગરીવે જાયું કે પારધી દીસતો નથી ત્યારે પંખીઓને કહે છે રે ચાલો પેલા પર્વતની પાસે ત્યાં એક હીરણ્ય નામે ઉંદર મારો મિત્ર છે તે જાલની ગાંઠ તોડીને આપણને છુટા કરશે કહ્યુ છે કે શંકટ સમે મિત્રને સોધવા જઇએ કેમકે મિત્ર વીના બીજો કોણ સહાય થશે. પછી તે સઘળી હીરણુકના સ્થાનક પાસે ગયા તેના બીલને મોઢે ઉભા રહીને ચીતર ગરીવ તેને સાદ કરવા લાગ્યો રે મારા મિત્ર હીરણુક હુ મોટા મોટા શંકટમાં છું તું બહાર આવીને મને છોડાવ તે સાંભળતાંજ હીરણુક બાહેર આવ્યો કહ્યું છે.

જેના ભાગ્ય હોય તેને ઘર ઈષ્ટ મીત્ર આવે છે ને પોત પોતીકું કામ કરી જાય છે હીરણુકે ચીતર ગવરીને પુછ્યું ભાઈ એવી તારી અવસ્થા કેમ થઇ તે બોલ્યો ભાઈ અમારી જીભલડીએ અમને વેદનામાં નાખ્યા તે સાંભળી હીરણુક કહે છે ભાઇ પ્રાલબ્ધના આગળ કોઈનો ઉપાય નથી જે પંખી ખાવાની વસ્તુ દુરથી જુવે છે તેને પાસેજ પાસ છે તે દીસતો નથી એ શુ અચરત સુરજ ચંદને ધરણુની પીડા હાથી સાપ તથા પંખી સરખાઓને બંધન ને ડાહ્યા પુરૂષને દળદર જોઈ મને પ્રાલબ્ધ છે એ બળવાન દીસે છે,

એમ કહી ઉંદર પહેલાં ચીત્ર ગરીવનો પાસ તોડવા લાગ્યો ત્યારે એણે કહ્યું ભાઇ મારા પહેલાં શેવકોને છુટા કર પછી મને હીરણુક બોલ્યો રે પહેલાં ધણીને પછી ચાકર એવી રીત છે પેલાએ કહ્યું ખરી વાત પણ જો હું એમને માન આપ્યું તો એમાં મારૂં કલ્યાણ છે કહ્યું છે કે રાજા પોતાના શેવકનું માન વધારે એટલેથીજ તે રાજાના કામમાં પ્રાણ આપવા આગળ પાછળ જોતા નથી બીજું મહારા બધન છોડતાં તારા દાંત ભાગ્યા અથવા પારધી આવી પુગો તો પછી એ બીચારા તેમજ રહેશે ને મને નરકે જવુ પડશે કહ્યું છે.

જે રાજા પોતાને શેવકોને તથા પ્રજાને દુ:ખમાં જોઈને પેતે દુખ નથી ધરતા એ આ લોકમાં ને પરલોકમાં પણ દુખી થાય છે એ સાંભળી હીરણુક સંતોષ પામીઓ ને બોલીઓ ભાઇએ હું જાણુ છું. પણ તારી અશીલાઈની પારખ જોઈ કહ્યું છે.

જે રાજા શેવકો ઉપર કીરપા રાખે છે તે પોતાની દોલતમાં તેને ભાગીઆ કરે છે એ રાજા તરણુલાનું રાજ કરવા સમરથ થશે એમ જાણુતું માટે હે ચીતર ગરીવ તું ઘણાં વરસ લગણુ કપોતાનો રાજા રહેશે એમ કહી હીરણુકે સરવેનાં બંધન તોડી નાંખીઆ ને આગ્યા લઈ પોતાના બીલમાં ગયો કપોતા પણ પોતાને સ્થાનકે જતો રહયો કહયું છે જેને મીત્ર છે એનાં કામ બની આવે છે માટે, ડાહયા પુરૂષે મીત્ર કરી રાખવા આ પરકારે એ કપોતા છુટી આવ્યા એ મને લઘુ પતન કામડાએ જોયાને અચરત પામ્યો કે હીરણુકની શું બુદ્ધિ હોય તો હું એને મારો મીત્ર કરી લઉ એમ ધારી તે હીરણુકના બીલ પાસે ગયો ને એને સાદ કરવા લાગીઓ રે હીરણુક બહાર આવ બહાર આવ હીરણુકે પુછ્યું તુ કોણ છે એ બોલ્યો હું લઘુપતન કાગડો છું ને તાહારી મીતાઇ કરવા આવ્યો છુ એ બોલ્યો તારી મારી મીતાઈ થાય નહી માટે તું જાથી જા કહયું છે કે જે બેઊની સંપતી સમાન ને જે-

ઉનુ કુળ સરખું ને જેઉનો સ્વભાવ મળતો તેઉનો તેઉની મીત્રાઈ અથવા સગાઈ થાય છે કાગડો બોલ્યો અરે ગમે તેમ હોય પણ જો તું મારો મીત્ર નહી થશે તો હું તારા પર મારો પ્રાણઘાત કરીશ• ઉંદર બોલીઓ ભાઈ તુ મારો વેરી તારી સાથે હું મીત્રાઈ કેમ કરૂં કાગડો બોલીઓ અરે મેં તને જન્મમાં દીઠો નહી ને તાહરૂં મહારૂં વેર કયે દહાડે પડાયું એ શું અણઘટતું કહે છે ઉંદર બોલીઓ ભાઇ વેરી બે પ્રકારનાં છે એક વેરી ને એક થયેલો વેરી તુ મહારો જન્મી વેરી છે કોઈ સમે થએલું વેર મટે છે પણ જનમ વેરી પ્રાણ લીધા વીના મૂકતો નથી જેમ ખડ ખાનારા અને માસ ખાનારા પશુ નો વેર જળ ને અગનનું દેવ ને દૈત્યનુ બલાડાને ઉંદરનુ શોકણને શોકણનું દાળદરી ને ધનવાનનું પારધી અને પંખીનું પડીત અને મુરખનું પતીવ્રના અને છીનાળનું ભુંડા માણસ અને સાધુનું વેર સદાકાળ ચાલતુ આવ્યું છે કાગડો બોલ્યો ભાઇ તેં ખરી વાત કહી પણ તારી મીત્રાઇમા મને સ્વાદ થાય છે માટે તાહરો નાશ નહીં કરીશ ઉદર બોલ્યો •અરે એ વીશે શાસ્ત્રમાં શું કહ્યું છે

તે તુ જાણે છે ? નહીં તો સાંભળ શતરૂ કામ જેટલી મીત્રાઈ રાખે છે કામ શીખ્યા પછી ઘાત કરવાને ચુકતો નથી તું કહેશે કે આપણ પોતે જો ગુણવત છીએ તો આપણને કોણ નડશે તો સાંભળ ઘાતકી છે તે ગુણી અવગુની જોતા નથી કેહ્યુ છે કે વ્યાકરણ જેણે કર્યું એવો ગુણી જે પાણીની તહેને સીંહે મારી નાંખ્યો મીમાંસ શાસ્ત્રનો કરનાર જે જૈમીની તહેને હાથીએ માર્યો છદ શાસ્ત્રનો કરનાર જે પીંગળ તેને મગરે માર્યો જેને સારા માઠાની સમજણ નહીં એ શું કરશે એ કહેવાતું નથી.

કાગડો બોલ્યો એમ છે ખરૂ તો પણ સાંભળ કહ્યું છે કે એક બીજા ઊપર ઉપકાર કીધાથી માણસ માણસમાં મીત્રાઈ પડે છે કોઈથી પશુ ને પખીમાં ભય થવા લોભથી પંડીતને મુરખા અને દરશન માત્રથીજ સાધુ સાધુમાં મીત્રાઇ પડે છે માટે અરે ઊંદર આપણ બે સાધુ છીએ તો આપણી મિત્રાઈમા ફેર નહી પડશે બીજું હું સોગન લઇને પણ તમને નીરભય કરૂ છું ઉંદર બોલ્યો શતરૂના શોગનનો વિશ્વાસ નહી કરીએ કહ્યું છે કે

શતરૂ છે તે પહેલા નાના વશે કરીને પ્રવેશ કરે છે પછી હળવે હળવે જોગવાઇ જોતો જોતો મહોટો થઈ સઘળોજ નાશ કરે છે જેમ પાણીનુ પૂર તે સાંભળી લગુપતન કાગડો મનમાં કહે છે અરે આ શું ડહાપણ છે એવો નીતીશાસ્ત્રનો જાણનાર મેં જાણ્યો નહોતો પછી તે ઉંદર ને કહે છે ભાઈ જો તને મહારો વિશ્વાસ નહી આવતો હોય તો તું તારા બીલને મોડે બેશીને પણ મારી સાથે વાતો કર હું તો તારી મિત્રાઈનો ભુખ્યો છું તે સાંભળી હીરણકનો પેલા ઉપર વિશ્વાસ આવ્યો ને તેને કહે છે ભાઇ એમ છે તો તારી મારી મીઠારી મીત્રાઈ થઈ પણ ખબરદાર એ મારા બીલ ઉપર તાહરો પગ નહી લગાડ દુર રહી વાત કરજે પછી એ બંને શુભાખીત વાર્તા નીત કરે ને એક બીજા ઉપર ઉપકાર કરી સુખેથી દહાડા કાઢે કાગડો બહાર ફરવા જાય અને એહાં નાંખેલાં હોય તેમાંથી માંસ સુખડીના કડકા ઉંદરને કાજે લાવતો જાય ઊંદર પણ કોઈના ઘરમાંથી કાગડા માટે ચોખાના દાણા અને બીજી ખાવાની વસ્તુ લાવી કાગડાને આપે કહ્યું છે કે.—

જ્યાં પ્રીત પડી ત્યાં છ પ્રકાર દીશે છે આપવું, લેવું, સુખ દુઃખની વાતો કરવી, સાંભળવી, ખાવું, અને ખવડાવવું. આ જગતમાં એક બીજા ઉપર ઉપકાર કર્યા વગર પ્રીત થતી નથી દેવને પણ કાંઇ અરપણ કરીએ ત્યારે તે આપણી કામના પૂરી કરે

આપ્યાનું પણ મહાતમ છે તે જુઓ કે શતરૂનો પણ મીત્ર કરે છે ખીચડો આગળ મુકયાથી બેશ દોવા દેછે માટે આ પશુ જાતને પણ આપનાર છોકરાથી વહાલો લાગે છે એમ તે બંહુના પ્રીત પડી પછી તે ઉંદર કાગડાની પાખમા ધુશી જઇને બેસે ને વાતો કરે કોઇ સમે કાગડો તેને કહે છે ભાઈ આ દેશપર મારૂં મન હવે રમતું નથી ઉંદરે પુછયુ તે શું કાગડો બોલ્યો ભાઇ આપણા વરસમા દુકાળ પડયો છે તેથી લોક જ્યાં ત્યાં ભુખે મરે છે માટે મને કાંઇ ખાવાનું જડતું નથી અને અંન નહીં માટે જ્યાં જોઉંતો પંખીને ઝાલવા સારૂ જાળાં તૈયાર કરેલાં છે માટે હવે હું આ દેશ છોડીને જાઉં છુ ઉંદરે પુછયું તુ કયાં જશે તે બોલ્યો દક્ષણ દેશ મધે ગાહા વનમા એક તળાવ છે તેમા મારો મીત્ર એક કાચબો છે તેની પાસે જઇશ ને આપણે જો સારા છીએ તો મીત્ર થશે તો કહ્યું છે કે.

મોટો છે તેને કશો ભાર નથી વેપારીને કાંઈ દુર નથી વીદ્યાવાન જ્યાં જાય ત્યાં તેનો દેશ ને મીઠું બોલનારને શતરૂ કોઈ નથી હીરણુક બોલ્યો એવુ છે તો મને પણ ત્યાં લઇ જા ઈહાં મને દુઃખ છે તે તને હુ પછી કહીશ કાગડો બોલ્યો તો ધન મારૂ ભાગ્યેગ કે તારી પણ શગત મને થશે પછી તે ઉંદરને પોતાના વાંશા ઉપર મેલી કાગડો પેલા તળાવ પાસે ગયા અને મથર કાચબાને શાદ કરવા લાગ્યો તે સાંભળી મથર જળમાંથી બહાર નીસર્યો અને લધુપતનને આલીંગન કર્યું તે સમે બેઉનાં આંખમાંથી આનંદે કરી આંસુની ધારા ચાલી છે.

એવા તે બેઉ મીત્રનો મેળાપ થયા પછી તેણે એક બીજાને સુખ શાતા પુછી હીરણુક પણ મંથરને પ્રણામ કરી કાગડા પાસે બેઠો તેને જોઇ કાચબાએ કાગડાને પુછયું ભાઈ આ કોણ છે તે બોલ્યો આ મારો મીત્ર હીરણુક મોટો ગુણી છે પણ કારણે કરીને ઉદાસ થઇ મારી સાથે આ ઠેકાણે આવ્યો છે પછી કાગડો ઉંદરને કેહે છે રે ભાઇ તારૂં દુઃખ છે તે હવે મને કહે તે વારે હીરણુક બોલવા લાગ્યો સાંભળ.

## કથા. ૧ તામરચુડ શન્યાશી અને હીરણુક ઉંદર.

પશ્ચીમ દેશ મધે રમણુક નામે નગર તેની પાસે એક મઠમા તામરચુડ એવે નામે શંન્યાશી બાવો રહેતો હતો તે નીત ગામમાં જઈ ભીખ માગી રાતે ખાય અને બાકી રહેલું અંન ખુટી ઉપર શીકામા ઢાકી મુકે કોઇ સમે મારા સેવક તે જોઇ મને બોલાવા લાગ્યા હે સ્વામી તમ વીના તે સારૂ અંન અમને કોણ ચખાડશે માટે તમે ત્યાં ચાલો પછી તેમના કહ્યા ઉપર હું સઘળો પરીવાર લઇને ત્યાં ગયો ને શીકા ઉપર કુદી ખાવાનું મુકયું હતું તે પોતે ખાઇ સંધા શેવકોને પણ ખવાડયું ને તરપત કર્યાં એ પ્રમાણે નીત કરતો જાઉં તેથી સંન્યાશી બાવો હાયર થયો પછી તેણે એક જુના વાંસની લાકડી લાવીને સુવે ત્યારે શીકા ઉપર મારતો જાય તે ધાકથી હું શીકા પાસે જાઉં નહીં પણ શંન્યાશીને ઢુંગ આવી એટલે મારૂં કાગ સાધ્યું કોઈ સમે તે મઠમાં કોઇ બ્રશપતી નામે કરી બીજો સન્યાશી આવ્યો તે બે જણા સુતા ત્યારે પરોણો સંન્યાશી તામરચુંડને ધરમ કથા કહેવા લાગ્યો તામરચુડ ઉંદરને હાંકતો હતો માટે તેને ચીત લગાડીને સાંભળ્યું નહીં ત્યારે પરોણાને ક્રોધ આવ્યો ને કહેવા લાગ્યો રે તામરચુંડ હું અતાર ઘડી અહીંઆંથી જાઉં છું કહ્યું છે આપણે આવતા જોઇને ઘરનો ધણી એણી ગમે પેલી ગમે જોવા લાગે છે અથવા આપણુ વચન પરીતથી સાંભળતો નથી એવાને ઘેર જાય છે તે વગર શીંગડાનો બેલ કહેવાય જે ઘેર આપણું માન થતું નથી અથવા જ્યાં આપણી સાથે કોઇ સુખ દુઃખની વાતો કરતો નથી તે ઘેર જઇએ નહીં. એમ તેને ક્રોધ આવ્યો તે જોઇ તામરચુડ તેને કહે છે સ્વામી તમારી વાતો પર મારૂં

ચીત કેમ રેહેશે ઊંચા શીકા ઉપર અંન મુકયું છે તો પણ ત્યાં આ ઊંદરડો રહેવા દેતો નથી ને આખી રાત મને દુઃખ દેછે બ્રમ્હપતીએ પુછયું તું એનું બીલ કયાં છે તે જાણે છે પેલો બોલ્યો નહીં બ્રમ્હપતી બોલ્યો આ જયાં રહે છે ત્યાં ધન છે માટે એટલા કુદે છે ધન પાશે રહ્યાથી માણસને હોશીઆરી આવે છે પછી જે તેનો ત્યાગ ભોગ કરે છે તેની વાત શું કહીએ માટે એનું કાંઈ પણ કારણ હોશે જેમ એક બ્રાહ્મણીએ વીણેલા તલ આપીને એને અણુવીણેલા તલ માગતી હતી તેમાં જેમ કારણ હતું તામરચુડ પુછે છે તે કેમ બ્રમ્હપતી કહે છે સાંભળ.

## વારતા ૨ જી—બ્રાહ્મણી ને વીણેલા તલ.

કોઇ નગરમાં હું ગયો હતો ત્યા એક બ્રાહ્મણને ઘેર રહ્યો ત્યારે રાતે બ્રહ્મણ પોતાની બઇરીને કહે છે રે કાલે તલસંકરાંત છે હું બીજે ગામ જાચવા જઇશ તો આપણે ઘેર શંનાશી આવ્યો છે એને તું શુરજ દેવતાને નામે તલનું દાન આપીને જમાડજે બ્રાહ્મણી બોલી રે ત્યારે દરદ્રીને એ શું હોશે બ્રાહ્મણ બોલ્યો સાંભળ ધનવાન છે તે ઘણું દ્રવ્ય આપીને જે પુન મેળવે છે એટલું પુન જે ગરીબ છે એ પણ એક ગરાશમાંથી અડધો ગરાશ આપીને મેળવે છે.

માટે ગરીબે થોડામાંથી થોડું પણ આપવુ એમ બાયડીને સમજાવીને સવારે બ્રાહ્મણ પરગામ ગયો પછી ઘરમા તલ હતા તે બ્રાહ્મણીએ વીણ્યા ને સુકાવા મુકયા ને ઉપર કુતરો આવીને મુતર્યો તે જોઈ બ્રાહ્મણીને ફીકર થઇ કે એનું દાન કેમ કરીએ પછી એ તલ લઈ જઇ પડોશણને કહે છે બાઇ તુ મને આ વીણેલા તલ લઈને અણ વીણેલા આપ તેણે કહ્યું સારૂ એટલામાં તેનો છોકરો બહારથી આવ્યો તે બોલ્યો રે માતા એવું થાય નહીં એમાં કાંઇ પણ કારણ છે તે વીના વીણેલા આપીને કોઈ અણુવીણેલા માગશે નહીં પછે પાડોશણે તે તલ લીધા નહી માટે રે તામરચુડ ઉંદરડા આટલા કુદેછે એમાં કાઇ કારણ છે તો આપણ તેહના પગલાને સુમારે તેમનું બીલ સોધતા જઇએ ને ત્યા ખોદીએ પછી સવારે તે સંન્યાશીઓએ તેમ કરયુ ત્યારે ધનની કોઠી મળી તે લઇ ચાલતા થયા ધન જતાંજ હું નબળો પડયો ને બીજે દહાડે શીકા ઉપર કુદી શકયા નહીં કહયુ છે માણસ જે હુંશીઆરી રાખે છે અથવા લોકોને પીડા કરે છે તે સરવ પઇશાના જોર ઉપર પઇશાને લીધે લોક બળવાન કહેવાય છે પઇશે કરી સમજવાળા ને પઇશે કરી મોટા પઇશા જતા રહયા એટલે તે પુરૂષ એક કોડાંના માલ પછી તે પઇશા જે પેટીમાં શન્યાશીએ રાખ્યા હતા તે પેટી હુ કાતરવા લાગ્યો ત્યારે તામરચુડે મને લાકડી મારી તેથી હું તે દહાડેથી નીરાશ થઈ ઉંદરો મારા શેવકો મને મુકી જતા ર ા એ મારા વૈરાગનું કારણ એમ હીરણ્યક પોતાની વાત પેલા કાચબાને અને કાગડાને કહી ત્યારે તેને કાચબો કહે છે, ભાઈ ગઇ વાત આવતી નથી માટે તું તેનો શોક મુકી દે ને આ મારા તળાવ પાસે સુખે થી રહે મારાથી તારૂં સારૂં થશે ભુલીશ નહીં. તારા પ્રાલબ્ધમાં હોશે તો વળી પણ તને ધન પ્રાપ્ત થશે પણ એટલુ તારૂં ભાગ્ય જે તને કાગડો મિત્ર મળ્યો કાંકે તુ કાગડાને ભક્ષ એમ છતાં પણ એનું ચીત તારે વિશે ચંચળ નહીં થયું કહયું છે કે.

જે આપણા પ્રાણ પર, પઇશા પર અથવા બાયડી પર નજર નથી રાખતો તે ઉત્તમ મિત્ર જાણવો ને મીત્રની પારખ પણ ત્યાંજ છે જેમ સોનાની પારખ અગનીમાં આપડો ઘટ તો કાળ આવ્યો છે ત સમે જે મીત્ર છોડતો નથી તે ખરો મિત્ર કહયો છે જે આપણું

કારજ બીગાડે છે તે શતરૂ, કારજ સાધે છે તે મિત્ર, એમ જાણીએ મિત્રને શતરૂની બીજી શા ઓળખાણ.

માટે ધનનો ભાગ ક્ષણુંક ગણીને હવે તું તેની ચીંતા છોડી દે ને મારા તળાવ પાસે સુખેથી રહે કહયું છે કે વાદળાની છાયડી દુરજનની મીત્રાઈ, રાંધેલુ અંન, બાયડી, જોબનને ધન, એ ઝાઝી વાર સુખ આપતાં નથી શંકરે કરી મેળવીએ જીવ સરખુ રાખીએ પોતાના દીલ સરખા વસ્તુ પર પહેરીએ તો પણ જં બીજા હાથે જાય છે એવા ધનનો શોક શું કરવા કરીએ પઈશાવાળા જોઇ રાજા વગર ગુને ગુના લાવે છે પઈશા વાસ્તે જે મહેનત કરીએ તેનો સોમો હીસો ભગવાન મળવાને કાજે કરીએ તો તે મોટા ને પરદેશની ચીંતા પણ તેને કરવી ન ઘટે કહયું છે કે જે મોટા વીદવાન જે પરાક્રમી હોય તેને હાથમાં આવેલુ દ્રવ્ય પણ જાય છે જેમ એક શોમલી સાળવીને થયું ઊંદર પુછેછે તે કેમ કાચબો કહે છે સાંભળ.

## કથા ૩ શોમલી સાળવીની.

કોઈ નગરે શોમલી સાળવી રહતા હતા તે ઝીણા લુગડાં વણી પેટ ભર્યા જેટલું પેદા કરે એક દહાડે પોતાની બઈરીને બોલ્યો રે બીજા સાળવીઓ જાડા જાડાં લુગડાં વણીને સંપતમાન થયા ને આપણે દળદ્રીજ રહયા માટે આ ગામ મુકીને બીજે ગામ જઈએ તે બોલી હે ભરથાર આ તમારી સમજ કાંઇ કામની નહી. જેના ભાયેગમાં હોયછે તેને પોતાને ગામેજ મળેછે પરદેશ જવાનુ કારણ નથી કહયું છે.

સઘળી પ્રથ્વી ફરે અથવા સમુદ્રની પેલી તરફ જાય તોએ પણ પ્રારબ્ધમાં હોય એટલું મળે જેમ વાછડી પોતાની માને હજાર ગાયમાંથી ઓળખે છે તેમ આપણું કરમ જ્યાં ગયા ત્યાં આપણને શોધતું આપણી પાસે આવે છે જેમ છાયા પુરૂષને સાથ લાગી રહેછે તેમજ આપણું કરમ અને આપણ એક બીજાને છોડતા નથી માટે આપણે જો આળસ મુકીને ધંધો કરીએ તો કામ થશે શાળવી બોલ્યો ખરી વાત છે. કહ્યું છે કે ભુખ છે ને રાંધેલું અંન આપણી પાસે છે. પણ જો હાથ હલાવીએ નહીં તો તે આપોઆપ મોહડામાં જતુ નથી ઉદયોગીને લક્ષ્મી મળે છે ઉદયોગ છોડી અદ્રષ્ટ ઉપર આધાર રાખે છે તે મુરખ જાણવો માટે ઉદયોગ કરતાં જો સીદ્ધી ન થાય તો પછી આપણો વાંક નહી.

હેતું છે તો ખરૂં પણ હું તે ઉદયોગ પરદેશ જઇ કરીશ એમ કહી તે સાળવી વરધમાન નગર ગયો ત્યાં ત્રણ હજાર રૂપીઆ મેળવ્યા ને પાછો પોતાને દેશ આવવા લાગ્યો મારગમાં એક અરણ લાગ્યું ત્યાં સુતે સમે બે પુરૂષ વડ હેઠળ વાતો કરે છે એમાંથી એક બોલ્યો રે કરતાર તું જાણે છે આ સાળવીને વધતું મળવું ન જોઈએ ને તેને ત્રણ હજાર રૂપીઆ કેમ આપ્યા તે સાંભળી બીજો બોલ્યો રે કરમ એણે ઉદયોગ કર્યો એનું મારે આપવું ઘટે તે મેં આપ્યું હવે તેનો પરીણામ જેવો તને કરવો ઘટે તેવો તું કરજે એમ તેઓની વાતો સાંભળી સાળવી ઉઠીને જુવે છે તો ગાંસડીમાં રૂપીઆ નથી તારે કષ્ટી થયો અને વળી બીજે નગરે ગયો ત્યાં પાંચ વરસ રહી પાંચ હજાર રૂપીઆ કમાયો ને ઘેર આવવા લાગ્યો ત્યારે વળી પણ મારગે આવતા તેમજ થયું ત્યારે તેણે વિચાર્યું કે હવે પ્રાણ રાખી શું કરવું છે પછી એક ફાંસો કરી ગળામાં ઘાલ્યો અને વડની ડાળે ટાંગી લીધું ને આંચકો મારે છે એટલામાં એક પુરષ ત્યાં આવી બોલ્યો રે સાળવી તું ફોગટ જીવ નહીં આપ અને વસ્તરથી વધતું તારા કરમમાં નથી માટે તું ઘેર જા, પણ હું તારૂ સાહસ જોઇ-

ને પરશન થયો તો કાંઈ વર માગ સાળવી બોલ્યો મને બીજો વર જોઇએ નહીં ઘણું ધન આપશો તે પુરૂષ બોલ્યો રે અન વસ્તરથી વધતું ધનને શું કરીશ જે ધનનો ભોગ નથી થતો તે ધનને જોઈ શું કરીએ જેમ એક લોભી શીઆળે પંદર વરસ લગણુ બળદનો વશકશણુ જોયાં શાળવી બોલ્યો તે કેમ પુરૂષ કહે છે સાંભળ.

## કથા ૪ થી લોભી શીઆળની.

કોઈ લંબવશરણ નામે બળદ પોતાનું ટોળુ મેલી વનમાં રહેતો તે એક વેળા નદી ઉપર પાણી પીવા આવ્યો ત્યાં શીઆળ ને શીઆળી હતાં ત્યારે તે બળદના લાંબા વશકરણ જોઇ શીઆળી શીઆળને કહે છે હે ભરથાર એવાં વકરશણુ કોઇ સમે તુટીને પડશે તે આપણનેજ જડશે માટે એની પછવાડે ફરતા રહીએ. શીઆળ બોલ્યો તે ક્યારે થશે ને શું જાણીએ માટે ઉંદર મળે છે તેને ખાઇ દહાડા કહાડીએ એમાં મને સારૂ દીસે છે કહયું છે.

જે નર હાથમાંનું મેલી આગળ મળનારની પછવાડે લાગે છે તેને બેઉ સાંપડતા નથી શીઆળીએ તેને ધીક્કાર્યો અને બોલી માંશના ગોળા છોડી તું ઉપર ચાડે છે માટે તારા સરખો મુરખ બીજો નથી તે બાયડીનાં વચન સાંભળી શીઆળ બળદીઆને પુંઠવા લાગ્યો ક. હયું છે કે પુરૂષ છે તેટલાં સુધી પોતાનો ધણી કહેવાય છે જેટલા સુધી બાયડીએ તેને પોતાના વચનથી અણી મારીને ઉઠાડ્યો નહીં જે નહીં કરવુ તે કરે છે જ્યાં ન જઇએ ત્યાં જાય છે જે ન ખાઇએ તે ખાય છે માટે બાયડીના વચન પ્રમાણે જે ચાલે છે તે પુરૂષ શું નહીં કરશે સરવ કાંઇ કરશે.

પછી તે શીઆળ પંદર વરસ લગણુ એની પછવાડે ફર્યો પણ તેના વકશરણ પડ્યાં નહીં ત્યારે કંટાળીને પોતાને ઠામે ગયો. સાળવી બોલ્યો જે એવું છે તો મને ધન આપ ત્યારે પુરૂષ બોલ્યો તો તું પાછો વરધમાન નગર જા અને ત્યાં બે વાણીઆ છે એકનું નામ ગુપતધન અને બીજો દતગુપતધન તેમની રીત જોઇ પાછો આવ પછે એમાંથી જે તને ગમશે તેના જેવો તને કરીશ સાળવીએ તેમ કર્યું ને પેહેલાં ગુપ્ત ધનને ઘેર ગયો એવો દીઠો કે દમડી ખરચે નહીં ને લાખો રૂપીઆ પેદા કરે એક દહાડો જમે તો અંન પચે નહીં એટલે ત્રણ દીવસ લગણ અપવાસ કરે બારણા આગળ કોઇને ઉભો કરે નહીં. દમડીનો ધરમ કરે નહીં. એવો તેને જોઇ તે સાળવી દતગુપતધનને ઘેર ગયો ત્યાં જુવે છે તો જે આવે છે તે તેને સનમાન થાય છે દાન ભોગ સંધો સારી પેઠે કરે છે પણ જેટલું પેદા કરે તેટલું ખરચે કોઇનું લેવું નહીં ને કોઇને દેવું નહીં. શાસ્ત્રમાં કહ્યું છે તે પ્રમાણે થેડું ધન કુટુંબને વાસ્તે રાખી મેલે છે તે દેખીને શોમલો સાળવી ઘણોજ રાજી થયો કહ્યું છે—

વેદનું ફળ કે અગનીની સેવા થવી શાસ્ત્ર ભણવાનું એજ ફળ સારી રીત લાગવી પરણ્યાનું એજ ફળ કે બાયડીનું આપણું એક ચીત છે તે તેની પાસેથી શંતતી થાય છે ને ધનનું એજ ફળ કે દાનને ભાગ થાય છે ભોંયમાં દાટેલા ધને કરીને જો તે ધણીને ધનવાન કહીએ તો તેજ ધને કરીને અમે પણ ધનવાન કેમ ન થઇયે જેમ મધમાંખીનું મધ કાંકે ધનની ગતી તરત દાન, ભોગ, નાસ માટે ભોગવીએ આપીએ તેટલુંજ આપણું જે પુરૂષ ધન રાખી મેલે છે તે ધન બીજો લઈ જાય છે માટે પહેલા એ ન થઇતો તક જીતવી જોઇએ પછી તે સાળવી તે પુરૂશ પાસે પાછો ગયો ને વર માગી દત્તગુપતધન થયો.

મંથર કાચબો હીરણ્યકને કહે છે ઉંદર જે મળ્યું તેમાં સંતોશ નથી થતો તો ઘણું ધન મળેથી શું ફળ સંતોશ છે તે ધન વગર આપણે ધનવાન થઇએ કહ્યું છે કે શરપ વા પી-

નેજ રહે છે હાથી ઘાસ પાલો ખાઇને બળવાન થાય છે રૂષી કંદમુળ ખાઇનેજ દહાડા કહાડે છે તેમને મહેનત માત્ર થાય છે શાખ તાદરે થાય છે જ્યારે આશાના પાસ છુટે ધનને આશરવા આશા વધે છે જેમ રગનીના આશરે ચીતરશા.

એવું કાચબાનું વચન સાંભળી કાગડો બોલ્યો ભાઇ ઉંદર મંથર વીના તને બીજો એવો કોણ ઉપદેશ કરનાર મળશે એ પ્રમાણે તે ત્રણ જણા વાતો કરે છે એટલામાં એક હરણ તે તળાવ પાસે આવી પુગ્યુ તેનું નામ ચીરંગ તેને જોઇ મંથર કાગડા અને ઉંદરને કહે છે અરે આ હરણ છુટી આવ્યું એમ દેખાય છે તે સાંભળી હરણ બોલ્યો ભાઇ કાચબા તેં સાચી વાત કહી તો મને તમારી મીત્રાઇમાં લેશો તો હું સુખી થઇશ મંથર બોલ્યો ભાઇ રહે અ- મારી પાસે. તે ચાર મીત્ર એક ચીતે રહી સુખે કાળ કાહાડે એમ કેટલા એક દહાડા ગયા એક સમે તે હરણ બહાર ગયું હતુ તેને પાછું આવતાં વાર લાગી ત્યારે તે ત્રણ જણાં તે સમે કાચબો ને ઉંદર કાગડને બોલ્યો તું ઉડી જા ને ચીતરાગના સમાચાર લઇ આવ કાગ- ડાએ તેમ કર્યું ને જુએ છે તો હરણ પાશમાં ગુંચાયું છે કાગડાને જોઇ હરણ બોલ્યું ભાઇ હું મરૂં છું આ સમે તારી ભેટ થઇ એ મને મોટો લાભ થયો હવે મારી વીનંતી એ છે કે કોઇ સમે હું જાણતાં અજાણતાં તને વાંકુ ચુકુ બોલ્યો હોઇશ તે મને ક્ષમા કરજે ને કાચ- બાનેને ઉંદરને પણ મારી એજ વીનંતી કહેજે કાગડો બોલ્યો ભાઇ તું બીહીશ માં કહ્યું છે કે:—

શંપતમાં સુખી ને વીપતમાં દુખી જેથી થતો અને જે રણમાં ધીરજ રાખે છે તેની માતાને ધન છે આવા જેવા મીત્રનું પછી શું કામ જે તને આ સંકટમાંથી નહીં છોડાવીએ તો પછી તે કાગડો હીરણ્યક ઉંદરને લઇ આવ્યો તેણે તે હરણના બંધન તોડી નાંખ્યા એ- ટલામાં કાચબો પણ હળવે હળવે ત્યાં આવી પુગ્યો તે ચાર જણા એકઠા થયા એટલામાં પારધી આવ્યો તેને જોઇ કાગડો ઉડી ગયો ઉંદર બીલમાં ભરાણો અને હરણ વનમાં નાઠું કાચબો નાઠી ન શક્યો તેથી હાથ લાગ્યો પછી પારધી કાચબાને પકડી વાંસા ઉપર લઇ પો- તાના ઘર તરફ જાય છે તેને જોઇ હીરણ્યક બોલ્યો રે અદરશટ એકનું દુઃખ નીવાર્યું એટ- લામાં બીજાનું આવી પડ્યું રે ભગવાનરે તું મારી પર એટલો કેમ કૂર થયો છે મારૂં ધન ગયું મને વનવાસ થયો અને ત્યાં મીત્ર મળ્યા તેનો પણ વીજોગ થયો શાસ્ત્રમાં છે તે ખરૂંછે અમે મુરખ માટે શોક કરીએ છીએ.

આ શરીર સઘળા પ્રકારના દુઃખનું ઠામ છે શંપત છે તે કેવળ વીપત છે શંજોગનો પણ કોઇ દીવસ વીજોગ થવાનો માટે આ વીનાશ વસ્તુનો શોક શા માટે કરવો પછી ઉંદરના બાપ પાસે કાગડો ને હરણ આવ્યા તેમને રડતા જોઇને ઉંદર કહે એ રે રડીને શું કરશો જેટલે સુધી કાચબાને પારધી દુર નહીં લઇ ગયો તેટલે સુધી એને છોડાવવાનો કાંઇ ઉપાય શોધી કહાડો કહ્યું છે કે —

જે શંકટ પ્રાપ્ત થયું તેમાંથી છુટવાનો ઉપાય ન કરતાં જે શોક કરતો બેશે છે તેનું દુખ ઉલટું વધે છે શંકટનો શોક મુકવો ને તે ટાળવાનો ઉપાય કરવો આ જેવું બીજું તેના પરી- હારનું ઓશડ નથી બીજું જે પામ્યાં તે રાખવાનું જે ન પામ્યાં તે મેળવવાનો શંકટમાં પ- ડ્યા છે તો તેમાંથી છુટકવારો કરવાનો એવા આ ત્રણનો વીચાર કરવો તેનું નામ વિચાર.

તે સાંભળી કાગડો ઉંદર સાથે બોલ્યો ભાઇ મારૂં કહ્યું કરશો હરણે પેલા તળાવ ઉપર આળો થઇ સુઇ રહેવું ત્યાં હું ઝાડ ઉપર બેશીશ તે મારગે પારધી જશે ત્યારે હરણને તે દુ- રથી જોઇને ગાફેલ જાણી કાચબાને મુકી તે ઝાલવા દોડશે આવા અવસરમાં તું જઇ કાચ-

ળાના બંધન તોડી નાખજે તે તળાવમાં દોડે એટલે હું ખળ કરીશ તે વારે હરણે તરત નાશી જવું એ પ્રમાણે કરશો તો કાચબો છુટો એમ જાણજો કહ્યું છે કે કામ થાય અથવા ન થાય પણ ભલા પુરૂષે પેહેલાં ઉમેદ આપવી પછી તેમણે તેમ કીધું ત્યાર કાચબાનો છુટકો થયો ને પારધીના હાથમાં હરણ આવ્યું નહીં તે સમે નીરાશ થઇ પોતાને ઘેર ગયો પછી તે ચાર જણા એકઠા થયા. ને પોતાને તળાવે ગયા ત્યાં ઘણા વરસ લગણ મીત્રાઇનું સુખ ભોગવીને અંતે સારી ગતીને પામ્યા. વીશનુંસરમા પંડીત કહે છે, હે રાજ પુત્રો તમે પણ કહેલી વાત પ્રમણે ચાલશો તો મીત્રના સુખને પામશો.

તંત્ર બીજું સમાપ્ત.

---

## સંધી વીગ્રહ તંત્ર ત્રીજુ પ્રારંભ.

વીશનુંસરમા પંડીત રાજાના છોકરાઓને કહેવા લાગ્યો હવે હું તમને સંધી વીગ્રહ નામે ત્રીજુ તંતર કહુ છુ જેના પેલા શ્લોકનો અરથ થાય છે આગળ જે આપણો શતરૂ તે પછી મીત્રાઇ કરવા આવ્યો તેના ઉપર વીશ્વાસ નહીં રાખીએ ને રાખીએ તો જેમ કાગડાઓએ વાગલાઓના નાશ કર્યા તેમ થશે તે કથા આમ છે ઉતર દેશ મધે વરધમાન નામે નગર તેની પાસે એક મોટુ વડનું ઝાડ હતું તે ઉપર મેઘ વરણ નામે કાગડાઓનો રાજા પોતાના પરીવાર સમેત રહેતો હતો તો વડથી લગીરેક એક ડુંગરની ગુફામાં અરીમરદનામે વાગલાઓનો રાજા ઘણા એક વાગલા સાથે રહે હતો તેની તરાત થઇ એટલે વાગલાઓનો લઇ તે વડ પર આવે ને કાગડાઓને મારી નાંખે એ પ્રમાણે તેણે ઘણાએક કાગડા નહીં સરખા કર્યા તે વાર રાજા મેગવરણે પોતાના ૭ પ્રધાનોને તેડયા તેમના નામ ઉજીવી સંજીવી અનુજીવી, પ્રજીવી, ચુજીવી, અને ચીરણજીવી, તે વિચાર કરવા લાગ્યો કે રાજનીતીનાં શતરૂ સાથે ચાલવાના ઉપાય કહેલા છે એક સંધી (એટલે મીત્રાઈ) બીજો વીગ્રહ (એટલે જુધ) ત્રીજો આન (એટલે ઠામ મુકી પાછી કાઢવી) ચોથો આશન (એટલે પોતાનો ઠામ મજબુત કરવો) પાંચમો આશરય (એટલે બીજા રાજાની મદત લેવી) છઠો દંવેશ (એટલે કપટ ભાવે કરીને શતરૂને જીતવો) એ છ પ્રકારમાંથી આપણે આ સમે કેવો ઉપાય કરવો તે કહો આપણે તો રાતનુ દીસતુ નથી ને વાગલાઓનું ઠેકાણું પણ કયાં છે તે જાણતા નથી. એવા રાજાનાં વચન સાંભળી પહેલાં ઉજીવી બોલ્યો હે રાજા બળવાન સાથે બગાડ નહી કરીએ આ મારો મત છે.

જે સારો ગંભીર જેને શહાય ઘણા એક જુધમાં જીત કરી છે. તેની સાથે શલાજ રાખીએ શામાન બળ સાથે જુધ્ધ કરવુ બળવાન સાથે કરીએ તે માટીનો ઘોડો પથર સાથે તો જેમ ફુટે છે તેમ નાશ પામીએ તે સાંભળી સંજીવ બોલ્યો ઝગડો કરવો એ મારો મત છે. કહયુ છે કે ભુંડા શતરૂ સાથે મીત્રાઇ કરીએ તો અંતે પોતાનું ભુંડાપણું કરવા ભુલે નહીં જે ક્રૂર લાલચથી ભુંડો અહંકારી, ચંચળ, મુરખ, અને સરદારોને માન આપતો નથી. એવો શતરૂ જીતવો કઠણ નથી જેમ જીતવાની ઉમેદ હીંમત રાખે છે તે ઘણી ફોજવાળા શતરૂને પણ જીતશે જેમ શીંહ હાથીની જીત છે. માટે એણે આપણને માર્યા છે. ને આવા સમે આપણે મીત્રાઇ કરવા જઇશુ તો તે આપણને બીહીના સમજીને વધતી વેદના કરશે તો તેની

સાથે લડવુંજ જોઈએ.

પછી અનુંજીવા બોલ્યો રાજા તે દુષ્ટ છે બળવાન છે નીમરજાદ છે માટે તેની સાથે સલાહ અથવા ઝઘડો નહી જોઇએ ઠામ છોડી આજે આપણે પાછી કાઢીએ એમ મને ગમેછે કાંકે સમો જોઇને પાછું જીતવા હલકુ પડશે કહ્યું છે કે શતરૂના દેશમાં જોતાં શું શું અડચણ છે અને પાણીની વેતરણ કેમ થશે એ જાણ્યા વિના જો ત્યાં જઇએ તો પાછા પોતાને દેશ નહીં આવીએ. હાથીપર તુટી પડવા સારૂ શીંહ પણ લગીરેક પાછો હટે છે તેમ મનમાં વેર રાખીને બુદ્ધિ માન છે તે પાછો હઠે છે અહંકાર કરતો નથી.

હવે પ્રજીવી બોલે છે રાજા હું એ ત્રણ ઉપાય પસંન કરતો નથી મારૂં મન એ છે જે આપણો ઠામ મજબુત કરીએ કહ્યું છે કે મગર પોતાને ઠામે હાથીને ઝાલેછે તેજ બહાર પડ્યો તો તેને કુતરા પણ મારે છે. પોતાના કીલ્લામાંથી એકલો માણસ શતરૂના દશ માણસને મારે છે માટે પથરા તોપો અને બીજા ત્રણ રાખીને કીલો મજબુત કરવો ને બીજું દ્રવ્ય પણ એક જગે રાખવાં કહ્યું છે. નાના નાના ઝાડો છે પણ જો તે એક બીજાનો આશરો કરીને છે તો તેને વા ઉખેડી શકતો નથી ને મોટો વરખ છે પણ એકલો છે તો તે હલકા વાએ પડી જાય છે.

પછી સુજીવી બોલવા લાગ્યો રાજા છ પ્રકાર મધે આપણે અહીં બેશી બીજા રાજાનો આશરો કરીએ એ મને સારૂં દીસે છે. સહાય વીના મોટો છે તો પણ જીતવા ભારી છે જેમ ઘણાં તરાણાનો વણેલો દોર તોડવો કઠણ. એવા એવા પાંચ પ્રધાનના મત લીધા પછી. રાજા મેઘવરણે નમસ્કાર કરી પોતાના બાપના વખતનો ઘરડો મહા બુદ્ધીવંત એવો જે ચીરણજીવી પ્રધાન એને પુછ્યું પીતાજી આ વાત ઉપર તમારૂં શું મત છે એ કહો પછી એ બોલ્યો રાજા આ અવસરે પ્રધાન જે બોલ્યા એ નીતિશાસ્ત્રના આધારેજ બોલ્યા ને તેમાં કાંઈ વાંકુ નથી પણ સમો જોઇને તે કરવું જોઇએ એ આજને સમે આપણે આ ઘટે છે કે કપટ કરવું કાંકે આપણો શતરૂ પાપી છે તેની. સાથે બીજા ઉપાય કાંઇ કામના નથી કહ્યુંછે

પાપી શતરૂ, ખોટા મિત્ર, ને વેશીઆ એમની સાથે સીધું ચાલીએ તો બચીએ નહીં. ને દેવ સાધુ અને ગુરૂ તેઓની સાથે કપટ રાખીએ તો નરકે જઇએ. માટે શતરૂના મનમાં વીશ્વાસ ઉત્પન કરી એના ઘરનો ભેદ જાણીયે તો પછી તે સુખેથી માર્યો જાય. રાજા પુછેછે પીતાજી તેનું ઠેકાણુ જાણીએ નહીં તો આપણે તેનો ઘરનો ભેદ કેમ સમજાશે ચીરણજીવી બોલ્યો ગુપત જાશુસના હાથથી તે જાણવું સહેલ છે વળી રાજા પુછે છે આપણને તેના જાતનું વેર પાડવા શું કારણ તે મને સંભળાવો ચીરણજીવી બોલ્યો તેનું કારણ એક આપણી જીભલીયા જીભલીને લીધે એક ગધેડો ગયા માંસે ગયો.

મેગવરણ પુછે છે એ કેમ ચીરંજીવી કહે છે સાંભળ.

## કથા ૧ લી ગધેડો જે જીભ હલાવેથી મરણ પામ્યો.

કોઇ એક ધોબીનો ગધેડો હતો તેને ખાવા મળતુ નહોતું ને કાપડાનો ભાર ઉપાડતાં તુટી ગયો ત્યારે તે ધોબી વિચાર કરવા લાગ્યો હું કોઇ વાઘનું ચામડું મેળવી આ ગધેડાના અંગ ઉપર વીંટુ પછી એ કાઈના ખેતરમાં જાય તો એનું નામ કોઇ લેશે નહી. અને એમ એના હાડામાં પુષ્ટ થશે પછી તે ધોબી નીત રાતે ગધેડા પર વાઘનું ચામડું નાંખે ને એને કોઈના ખેતરમાં ચરવા મુંકે એક સમે એક ખેતરનો રાખનાર છુપતો છુપતો ગધેડા પાસે ગયો અને તેને જુવે છે એટલામાં તે ગધેડાએ એક ગધેડી દીઠી ત્યારે તે પર એનું મન ગયું

ને તેની પછવાડે લાગ્યો પણ તે ગધેડીએ એને વાઘ જાણીને નાસવા માંડયું ત્યારે તેની બ્રાંત કહાડવા સારૂ પોતે સૂર કહાડીને કહેવા લાગ્યો રે હું ગધેડો છું નાશીશ નહીં એ વારે તે ખેતરનો રાખનાર પાછળ હતોજ તેણે તે ગધેડો જાણીને બાણ માર્યું તેથી તે મરણ પામ્યો.

તે સાંભળી વળી મેઘવરણ પુછવા લાગ્યો ઘરડાજી વાગલાઓ સાથે આપણું વેર પડવા આપણી જીભલી કેમ કારણ થઇ તે કહો ચીરણજીવી બોલ્યો એક સમે એમ થયું કે સઘળા પખીઓ એકઠાં થયાં ને વિચાર કરવા લાગ્યાં કે આપણો રાજા ગરૂડ તે વીષ્નુંની ચાકરીમાં છે આપણું કલ્યાણ કાંઇજ જોતો નથી તો કોઇ બીજો રાજા કરીયે તે વારે તેઉએ એ વાગલાને શીંહાસન ઉપર બેસાડીને રાજ્યાભીશેક કરવા માંડયો એટલામાં કરનાગ નામે કાગડો ત્યાં આવી પુગ્યો તે વારે પંખીઓએ વિચાર્યું કે પંખીઓમાં કાગડા ધુરત માટે આપણે એનું મત લેવું કહ્યું છે

ડાહ્યા છે તે પોતાની ધારેલી વાત બીજાને સંભળાવે છે ને તેનું મત લે છે કાંકે જેટલો વિચાર કરીએ તેટલું વધતું સુજે છે પછી તેમણે કાગડાને પુછયું ત્યારે તે કહેવા લાગ્યો કે તમે એને રાજામાં કેમ. એક રૂપ, દહાડાનો આંધળો અને કઠોર સુર કરનાર તમને આપદામાં નાંખશે આપણા માંથા ઉપર ગરૂડ રાજા છે તે જાને ભેગ અને વળી મમરથનો આશરો કરે છે માટે તેના નામ પર આપણે કોઇથી હાર્યા નહીં જઇએ કહ્યું છે કે મોટાના નામ ઉપરજ કામ થાય છે સસલાં ચાંદનત ઉપર હાથીની પીડાથી છુટયાં. પખીઓ પુછે છે તે કેમ કાગડો કહે છે સાંભળો.

## કથા ૨ સસલો જેઉએ હાથીઓને નસાડયા.

કોઇ રાનમાં ચતુરદંત નામે હાથી રહેતો હતો, એક વરશ તે રાન માંહેના શંધા તળાવો સુકાઇ ગયાં, ત્યારે તે પોતાનો પરીવાર લઇને બીજા રાનમાં ગયો ત્યાંહાં એક તળાવ વરેતું હતુ કે જેમા પાતાલનો ઝરો કોઇ શમે ખુટે નહીં. પછી તે પેલા તળાવમાં હાથી શૃમેત આખો દીવશ ક્રીડા કરે ને સાંજે રાનમાં જાય તે તળાવની આશપાસ સસલા રહેતા હતા તેઓના બીલ શુંવાળી જગામાં હતા તે ઉપરથી હાથી જાયે ત્યારે બીલ માંહેના શશલા ચપાઇ જાય, એમ કેટલાએક શશલા જખમી થયા ને કેટલાએક મરી ગયા એક સમે બધા સસલા એકઠા થઇ વીચાર કરવા લાગ્યા કે એનો ઉપાય ન કરીએ તો અહીંઆં આપણાથી રહેવાશે નહીં. કહ્યું છે

હાથી અડકતા મારેછે શાપ ફુકતાજ. રાજા હશતાંજ ને દુરજન માન આપતાંજ મારેછે. ત્યારે તેમાંથી એક સસલો બોલ્યો આપણ હાથીઓને ધમકી આપીએ કાંકે કેટલાંએક કામ ધમકીથીજ બર આવે છે તે શબ્દજ બોલ્યાથી થતા નથી પછી તે સસલો ટાછીપર જઇ બેઠો ને હાથી આવતા જોઇ તેઓના રાજાને કહે છે રે, કયાં જાય છે, ઉભો રહે વાત સાંભળ હું ચદ્રમાનો દુતછું ચદ્રમાએ તમને કહેવરાવ્યુંછે કે તમો અહી આવી તેના બાવમાં સસલા રહે છે તેના સગાવહાલાઓને માર્યા તેની ફરિયાદ ચંદ્રમા પાશે ગઈ ત્યારે ચંદ્રમાએ કહ્યું કે થયું તે અજાણતામાં થયું હશે પણ અત્યાર પછી જો એ હાથીઓ તળાવમાં આવશે તો તેઓને એક પલકમાં મારી નાખીશ એમ બોલી મારી પાસે તમને કહેવરાવ્યું છે. ને ચંદ્રમા શશલાઓનો શોક દુર કરવા સારૂ પોતે તલાવમાં આવ્યો છે હાથીના રાજાએ તે શંધુ અચરત માંથી સાંભળ્યુ ને કહેવા લાગ્યો રે ? મને તું ચંદ્રમાને દેખાડશે તો સાચુ માનીશ સસલો બોલ્યો પહોર રાત પછી આવીશ તો દરશન થશે. પછે પહોરરાત ગઈ ત્યારે હાથીનો રાજા તળાવમાં

ગયો તેણે સસલાએ પાણીમાં ચંદ્રમાનું પ્રતીબીંબ પડયું હતુ તે દેખાડયું ને બોલ્યો હવે સ્વામીને નીંદ લાગી છે અહીંથીજ નમસ્કાર કરી તું તારો મારગધર નહી તો તે તને જાણીશું કરશે તે કહેવાય નહીં. તેવારે હાથી ભય પામ્યો ને પોતાનો પરીવાર બીજે ઠેકાણે લેઇ ગયો ને સસલા સુખી થયા માટે તમે વાગલાને રાજા નહીં કરો એ જાતે પાપી છે તમને વિશ્વાસ આપી તમારો નાશ કરશે. જેમ એક બીલાડાએ સસલા અને કપીલ સસલાએ કરૂં. પખીઓ પુછે છે તે કેમ કાગડાઓ કહે છે સાંભળો

### કથા. ૩ બીલાડાને સસલા કપીલ શશલાઓની.

કાગડો બોલ્યો એક વડના ઝાડ ઉપર હું રહેતો હતો તેની હેઠળ દરમાં એક સસનામે કરી શશલો રહેતો હતો એક સમે તે સસલો ચારો ચરવા ગયો તે કેટલાક દહાડા સુધી બહાર રહયો તેટલામાં એક બીજો સસલો કપીલ નામે કરી ત્યાં આવી સસના ઘરમાં રહ્યા શશ પાછો આવ્યો ત્યારે જુએછે છે તો કપીલ ઘરમાં ભરાણો. તે ઠેકાણું મુકતો નથી ને ઉલટો વઢવા લાગ્યો. ત્યારે શશે કહ્યું આપણે કોઇ તરાહીન પાશે જઇએ તે કહેશે તે કરશું તે ઘરનો ધણી પછી તે બેઉ નીકળ્યા ને મારગમાં તેઉએ જોયું કે નદીને કાંઠે ઘરડો બલાડો બેઠો છે તે મોઢેથી રામરામ કહી બોલે છે.

આ સંસારમાં કાંઇ સાર નથી વસ્તુ માત્ર બધી અનીત છે ધરમ કરીશ તેજ સાથે આવશે બીજા ઉપર ઉપકાર જેવું પુન્ય નથી. બીજાને પીડ્યા કર્યા જેવું પાપ નથી. એવો તેને જોઇ તે સસલા તેની પાસે ગયા ને દુર ઉભા રહી પોત પોતાની હકીકત કહેવા લાગ્યા તે બોલ્યો હુ કાને બહેરો છું માટે પાસે આવી મારા કાનમાં કહેશો તો જે ધરમ હશે તે કહીશ. જો હીંશામાથી પાપ જાણી મેં ઘણા દહાડા થયાં તે મુકી દઇ અહીયાં બેઠો છું માટે તમે મારી પાસેથી બીહીશો માં પછી તે સસલા તે પર વીશ્વાસ રાખી તેની પાસે ગયા ને કાનમાં વાત કેહેવા લાગ્યા તેમને ઝાલી બીલાડાએ તત્કાળ મારી નાખ્યા તમને પણ આ વાઘલા તેમ કરશે. એ સાંભળી સંધા પંખીઓ કહેવા લાગ્યા કે કાગડો ખરૂ કહે છે. તો આપણે બીજી વેળા મળીશું ને પછી રાજા કરવાનો ઠરશે તે કરીશું એમ કરી બધા ઉડી ગયા તે દહાડાથી કાગડાનું ન વાગલાનું વેર પડયું તે આજ સુધી ચલુ આવે છે. માટે આવા શત્રુને તો કપટ કરી ઠગવો જોઇસે જેમ એક બ્રાહ્મણને ત્રણ ઠગોએ ઠગ્યો મેઘવરણ પુછે છે તે કેમ ચીરંજીવી કહે છે સાંભળો.

### કથા. ૪ બ્રાહ્મણને ત્રણ ઠગ.

કોઇ સમે બ્રાહ્મણે જગન સારૂ એક પશુ મેળવ્યો હતો તે વાંસા ઉપર લઇ ઘેર આવતાં મારગમાં એક જણ ભુખે મરતો હતો તેણે તેની પાસે માગ્યો ને કહેવા લાગ્યો કે આવે અમે તું મારો પ્રાણ રાખશે તો તને સૌ જગતનું પુન્ય લાગશે તે બ્રાહ્મણે તેને ધીક્કાર કર્યો ને ચાલતો થયો તે સમે ત્યાં ત્રણ ઠગ હતા તેમણે જોયું તે પણ ભુખ્યા હતા ને વીચાર કરવા લાગ્યા કે આ નીરદયને ઠગાડી આપણે એટલો પશુ પડાવીએ તો આપણુ કામ થશે પછી તેમાથી એક ઠગ સામો થયો ને બ્રાહ્મણને કહેછે મહારાજ તમે બ્રાહમણ થઇને આ અપવીત્ર કુતરાનું પ્રેત લઇશુ ચાલોછો બ્રાહમણ બોલ્યો રે શું તું આંધળો છે રે જે આ ગેંઢાને કુતરૂ કહેછે એમ કહી કેટલેક દૂર ગયો એટલામાં તેમાંથી બીજો ઠગ વેગળે રસ્તે જઇ બ્રાહ્મણની સામો આવ્યો ને તેને કહે હે બ્રાહમણ દેવ તમે ઘેલા તો નહીં થયા રે મુએલી વાછરડી કયાં લઇ જાઓછો તેને પણ ધીક્કારી બ્રાહમણ આગળ ચાલ્યો તે વારે બીજો ઠગ રસ્તામાં ઉભો રહીને

કહે છે હે દેવતા આ શું? રે! ગધેડાને અડકીએ નહીં તે મુએલું. તમે ખાંધે ચઢાવેલું છે આ તમારૂં બ્રાહ્મણું પણું કીયા ગામનું માટે એને મુકી દો. ત્યારે બ્રાહ્મણે વિચાર્યું કે આ પશુને ત્રણ જણાએ ત્રણરૂપે દીઠો તો આ કોઇ બ્રમ રાક્ષસ તો નહીં હોય કે નાના પ્રકારના વેસ દેખાડે છે. એમ મનમાં લાવી તે હેઠળ નાંખી દીધો ને દોડતોજ પોતાને ઘેર ગયો પછી તે ઠગોએ તે પશુને લઇ પોતાનું કામ કરયું.

માટે હે મેઘવરણ કહું છું તે કર હું તારી સાથે ખોટુંજ વઢવા માંડીશ ત્યારે તું સંધા કાગડાઓને કહે કે હું શતરૂ સાથે મળેલો છું માટે શીક્ષા કરવી જોઇએ એમ કહી તું મારી છાતી પર ચઢી બેશ ને ચાંચ મારીને મારૂં લોહી કાઢી કેટલાએક પર પણ ઉખેડ જોને મને વડ હેઠળ અરધ મુએલો નાંખી દેજે પછી તું ઠામ છોડી પરીવાર સમેત પાસેના પરવત પર જજે આગળ જે કરવું તે સધુ હું ઠીક કરીશ. પછી મેઘવરણે તે કરયું ને સંધા કાગડાઓને લઇ પેલા પર્વત પર ગયો. રાતે રાજા અરીમરદન પોતાની ફોજ લઇ આવ્યો તેને કાગડા મળ્યા નહીં ત્યારે વિચાર કરે છે એટલામાં ચીરણજીવી હળવે હળવે બોલવા લાગ્યો વડ હેઠળથી રે ભાઇઓ કાગડા અહીંઆંથી જતા રહ્યા તે આજ તમારા પર હલ્લો કરવા નીકળ્યા હતા તે મેં વાર્યા ને તેની સાથે ઝગડો કર્યો ત્યારે મને તમારી તરફનો માની તેઓએ મારી આ દશા કહી હવે જો મારો પ્રતીપાલ કરશો તો તમારી હાથે તે સંધાઓને મરાવીશ તે સાંભળી અરીમરદન વીસ્મે થવા લાગ્યો ને તેજ વડ હેઠળ પોતાના પાંચ પ્રધાન કરતાખશ કરરાખશ, પ્રકારકરણ, દીપતાખશ, અને વકરનાશ એઓને તેડી કહેવા લાગ્યા રે આ આપણા શતરૂનો પ્રધાન આપણા હાથમાં મળ્યો છે. એને શું કરીએ ને હવે આપણે શતરૂ સાથે શામ, ભેદ, ને દંડ આ ચાર ઉપાયમાંથી કેવો ઉપાય કરવો તે કહો એ વારે કરતાખશ બોલ્યો સ્વામી શામ કરીએ. કરરાખશે કહ્યું ભેદ કરવો ને દીપતાખશનું મત પડયું કે લાલચ અપાય કહયું છે.

જે લોભમાં પડયો તે આપદા જોતો નથી બીલાડી જેમ દુધ જુવે છે પણ લાકડી જોતી નથી. પછી કર રાખશ કહે એમ સુઝે છે કે લઢાઇ કરી શતરૂને દંડ કરવો કહ્યું છે કે પરાક્રમ કર્યા વીના જે રાજ લક્ષ્મી મળવી એને રાજ લક્ષમી નહીં કહીએ પછી પ્રાકાકરણ નામે ચરડો પ્રધાન હતો એ બોલ્યો રે આ ચીરણજીવી આપણે શરણાંગત એને રાખવો ઘટે છે જેમ એક કપોતાએ કરયું.

અરીમદન પુછે છે તે કેમ પ્રાકાર કહે છે સાંભળ.

## કથા. ૫ કપોતો કે જેણે શરણાંગતને કાજે જીવ આપ્યો.

કોઇ વનમા એક પારધી ફરતો હતો, તેણે એક કપોતી પકડી, તે પાંજરામાં રાખીને જાય છે, એટલામાં સાંજ પડીને મેહ વરસ્યો તેણે કરીને અંધારૂં ઘોર થયું ત્યારે તે પારધી એક મોટા ઝાડ હેઠળ ઉભો રહ્યો. ટાહાડે કરી કંપે છે, ને પેટમાં ભુખ લાગી છે. પછી મેહ રહ્યો ત્યારે પારધી ઊંચુ જોઇ બોલ્યો રે જે કોઇ આ ઝાડ ઉપર હાશે તેને હું શરણાંગત છઉં. તે મને આ ટાહાડ પાસેથી રાખે ને મારા પેટમાંની અગની શાંત કરે તે સાંભળી ઝાડ ઉપર કપોતો હતો તે દુઃખ કરવા લાગ્યો હે ભગવાન મહારી કપોતી પણ આજ આવી નહીં તે હોત તો અમે આ અતીતની શેવા કરત ને વચન કાને પડતાંજ કપોતી પાંજરામાંથી બોલે છે રે હું આ પારધીના પાંજરામાં પડી છું. પણ તું તે કાંઇ મનમાં લાવીશ નહીં તારાથી થાય તે એની શેવા કર કાંકે શરણાંગતનું દુઃખ દુર કરવા સરખું બીજું શુકૃત નથી પછી તે

કપોતાએ પોતાની ચાંચે કરીને બહારથી એક અંગારો આણ્યો ને શુકા પાતરાં ઉપર મુકયો તે તાપે કરીને પારધીની ટાઢાડ ગઇ. પછી તે પારધી તેની પાસે ભોજનની જાચના કરવા લાગ્યો. તે વારે કપોતો વીચાર કરે છે કે કેટલાક પ્રાણી છે તે દશનું પેટ ભરે છે કોઇ સોનું કોઇ હજારનુ અને અભાગીયા પંખી પોતાનું પણ પેટ ભરતા નથી તો મહારી પાશે આ શરીર છે આ કોઇ દહાડે પણ જવાનું તો તે આજ એને કાજે લગાડીશ. પણ હું જાચકને મોઢામાંથી ના નહીં કહીશ. પછી તે પારધીને બોલ્યો તું મને ખાને તારો પ્રાણ રાખ, એમ કહી તે અગ્નીમાં પડયો તે જોઇ પારધીને મોટી દલગીરી થઇ તે વારે તેણે કપોતીને પાંજરામાંથી છોડી દીધી તેણે બહાર નીકળતાજ અગ્નિમાં પ્રવેશ કર્યો. ને શતી થઇ બળી મુઇ. પારધીને તે દુઃખ શહયું નહી. ત્યારે તેણે મોટો અગ્નિ કરી ને તેમાં પોતાના શરીરનું વહન કરયું એ ત્રણે જણાં મરતાંજ વાર દીવ્ય શરીર પામીને સ્વર્ગે ગયાં ને અક્ષય સુખી થયાં. માટે રે અરીમરદન શરનાંગતને મારતાં ઘણુ પાપ છે તો એને આપણા કીલ્લામાં માન આપી રાખીએ ને એને હાથે શતરૂનો નાશ કરીએ કરયુ છે.

ઘરનો ભેદુ મલ્યા વીના ઘર હાથ આવવું કઠણ છે માટેજ રામચંદ્રજીએ વીભીષણને હાથમાં રાખી લંકાપર જીત કરી એવા પ્રાકકરણાનાં વચન સાંભળી દીપતખશ બોલવા લાગ્યો રાજા આ ચીરંજીવી આપણો શતરૂ એને મારવો જોઇએ. કાંકે આપણે એક બીજાને દુઃખ આપ્યું એ કોઈ દહાડે પણ સંભારશું ને એક બીજાનો ઘાત કરશું એક સાપનું બ્રાહ્મણને વચન છે મેં તારા છોકરાને મારો એ તું કોઇ દહાડો સંભાળશે ને તારા છોકરાએ માહારી ફેંણ દુખવી તે હું સંભારીશ માટે રે બ્રાહ્મણ એક વાર જે પ્રીત તુટી એ ફરીથી સંધાતી નથી અરીમદન પુછે છે એ કેમ દીપતાખશ કહે છે સાંભળ.

## કથા ૬ ઠ્ઠી હરીદત બ્રાહ્મણ અને સાપ.

કોઈ એક હરીદત બ્રાહ્મણ ખતી કરીને પેટ ભરતો હતો તેણે એક દહાડે પોતાના ખેતરમાં એક મોટો સાપ નીકળેલો દીઠો તેની આગળ એક વાડકામાં દુધ લાવી મુકયું સાપે તે પીને બીલામાંથી પાચ રૂપીઆ લાવી વાડકામાં મુકયા એ લઇ બ્રામણ સંતોશ પામ્યો ને તે દહાડેથી પછી નીત સાપને કાજે દુધ લાવતો જાય ને પાંચ પાંચ રૂપીયા ઘેર લાવતો જાય એક સમે એ બ્રાહ્મણને બીજે ગામ જવું પડયું ત્યારે સાપને દુધ મુકવા સારૂ તેણે પોતાના છોકરાને કહ્યું છોકરાએ જ્યારે રૂપીયા જોયા ત્યારે તેની બુદ્ધી ફરીને એણે મનમાં જાણ્યું કે આ સાપને મારીને તેની હેઠળ ધન છે એ ખોદી લઇએ પછી બીજે દહાડે એણે એક સોટો કાખમાં સંતાડીને સાપને દુધ મૂકવા ગયો સાપ આવી દુધ પીવા લાગીયો ત્યારે એણે એના માથાપર સોટો માર્યો એ ચુકયો પણ એની ફેંણ લગીર દુખવી ત્યારે ક્રોધથી એણે એ છોકરાને દસ દીધો એટલામાંજ એનો પ્રાણ ગયો પછી એના સગા સંબંધી આવીને એનું દહન કરયું બીજે ત્રીજે દીવસે એનો પીતા આવ્યો ને એ વરતમાન સાંભળી ઘણું દુખી થયો ને દુધ લઈ પોતે સાપના બીલ પાસે ગયો ત્યારે સાપ તેને માંહેથી કહે છે ભાઇ મેં તારા પુત્રને માર્યો તે તું સંભારશે ને તેણે મારી ફેંણા દુખવી તે હું સંભારીશ માટે એક વાર પ્રીત તુટી તે ફરીથી સંધાતી નથી. વકરનાશે કહ્યું રે અરીમરદન તું દીપતાખશનું સાંભળીશ માટે ચીરંજીવીને મારવો નહીં તેનું ને કાગડાઓનું વેર પડયું છે તો તે એક બીજાના મરમ બોલશે તેથી આપણું કામ થશે જેમ એક રાજકન્યાનું કામ થયું અરી મરદન પુછે છે તે કેમ વકરનાશ કહે છે સાંભળ.

## કથા ૭ મી—રાજકન્યાને બે સરપ.

કોઈ રાજાની કન્યા હતી, એ બાપને કાંઇ અમરજાદ વચન બોલી માટે એણે એ કન્યાને એક જલંદર રોગી સાથે પરણાવી એ રોગી એક રાજાનો પુત્ર હતો રાજથી કંટાળા માટે પોતાનું ગામ મૂકી દેશાંતર કરવા લાગ્યો હતો કોઇ સમે એ રોગી ભરથારને લઈ રાજકન્યા દેશો ફરે છે એ મારગમાં એક ઠેકાણે ઉતર્યા ત્યાં રોગીને નીંદ આવી એ વારે એના મોંઢામાંથી એક સાપ નીકળ્યો એ ઠેકાણે કોઇ બીજો સાપ હોશે તે પણ ઓચીંતો બીલમાંથી બહાર નીકળ્યો ત્યારે એ બેઉની એક દ્રષ્ટી થતાંજ વઢવા લાગ્યા ને એક બીજાના મરમ કાઢવા લાગ્યા બીલમાંનો સરપ મોઢા માંહેલા સરપને કહે છે રે તું આ રાજ પુત્રના પેટમાં રહીને એને દુઃખ આપે છે તો તાહારો નાશ કરવા શહેલ છે. એણે ભેંશની છાશમાં સુંઠ ઘશીને પાઈશ્યે તો તું મરી જશે પેલો બોલ્યો તારા બીલમાં તપેલુ તેલ રેડયું તો તું માર્યો જશે ને તારા આસન હેઠળ ધન છે એ તારા મારનારને હાથ લાગશે એવી બોલાચાલીથી એ રાજકન્યાએ પાછળ રહીને સાંભળ્યું ને પહેલાં એ ઓશડ કર્યું એથી માંટી સારો થયો પછી બીજા સરપના બીલમાં તપેલું તેલ રેડયું ને ખોદી જોયુ તો ધન પણ જડ્યુ માટે આ ચીરણજીવીને રાખવોજ ઘટે છે. પછી એ વાગલા તેને પોતાના કીલ્લામાં લઈ ગયા ને કહ્યું અમે તને જીવતદાન આપ્યું ને આશરો પણ આપ્યો છે તો હવે તહારી અસલાઇ જે હોશે એ દેખાડજે ચીંરણજીવી બોલ્યો કારણને અંતે દીવસે હું અમલનો મોઢેથી બોલું નહીં પછી એ ચીરણજીવીએ તેઓનો કીલ્લો જોયો. આવવા જવાનો મારગ હતો એ ધ્યાનમાં રાખી બીજે દહાડે મેઘવરણ રાજા પાશે આવ્યો ને સંઘુ વરતમાન કહી વિનતી કરી કે સ્વામી હવે તમે ફોજનો હુકમ કરો કે સંધા એક એક લાકડી ચાંચમાં લઇ આલાને શતરની ગુફાનો દુવાર છે તેમાં ઢગલો કરો હું અગ્નિ લાવીને શળગાવી દેઉં છું એટલે સંધા વાગલા એક કાળે બળી મરશે. તેઓએ તેમ કરતાંજ વાગલા નાશ પામ્યા.

વીશણુશરમા પંડીત રાજ પુત્રોને કહે છે રે તમને પણ શતર વીશે ઘણું સાવધાન રહેવું જોઈએ નહીં તો વાગલાની પેઠે નાશ પામશો.

### તંત્ર ત્રીજુ સમાપ્ત.



## તંત્ર ચોથુ લબધ પ્રનામ.

વીશણુશરમા રાજ પુત્રોને કહેછે હવે હું તમને લબધ પ્રનામ નામે ચોથુ તંત્ર હું કહુસ્યું જેના પહેલા સ્લોકનો આ અરથ છે, જે આવી પડયું તેના ઉપાય કરે છે ને ગભરાતો નથી તે સંકટમાંથી પાર પડે છે જેમ એક વાંનર જળમાં ગયેલો બહાર આવ્યો.

એ કથા એમ છે કે એક ઠેકાણે સમૂદ્રને કાંઠે એક જાંબુનું ઝાડ હતું જે સદા ફળતું રહે તે ઉપર એક રકત મુખ નામે વાંદરો કુટુંબ સાથે રહેતો હતો કોઇ સમે તે ઝાડ હેઠળ પાણીમાંથી એકકરાલ મૂખ નામે મગર આવ્યો તે વાર વાંદરાએ તેને પરોણો જાણીને જાંબુનાં ફળ આપ્યાં તે અમૃત સરખાં ફળ ખાઇ મગરે ઘેર જઈ બાયડીને કહ્યું પછી તે મગર દહાડી આવે તે વાંદરા સાથે સુભાશીત વાતો કરે વાંદરો પણ નીત તેને જાંબુના ફળ આપે તે ખાઇ બાકીનાં તે પોતાને ઘેર લઈ જાય ને બાયડીને આપે. એક સમે બાયડીએ પુછ્યું રે

ભરથાર જે અમૃત સરખા ફળ નીત ખાતા હશે તેનું કાળજું પણ અમૃત સરખુંજ હશે તો જો હું તોહારી વાહાલી હોઈશ તો કંઈ પણ કરીને વાંદરાનું કાળજુ પણ મને ચખાડજે તે ખાધેથી આપણ બેઉ અમર થઇશું ને ઘણા વરસ લગણ જીવી સંસાર ભોગ ભોગવીશું મગરે તેને ઘણી સમજાવી કે તું આ ઘેલી વાત છોડી દે. પણ બાયડીની જાત જે હઠીલી તે છોડે નહીં કહ્યું છે કે.

મુરખ પુરુષ, બાયડી, કરચલાં, માછલાં, અને દારૂબાજ પુરૂષ એઉએ જે એક વાર લીધું તે છોડતાં નથી પછી એ તેને કહે છે રે મેં તારૂં સઘળું જાણ્યું તું તે વાંદરાની બાયડી સાથે લાગે છે. માટે તેને ત્યાં આખો દીવસ જઈ બેસે છે હવે તને મારૂં શું કામ તો હું પણ મારો પ્રાણ આપું છું. મગર બીચારો એને પગે પણ પડ્યો તોએ એ સમજે નહીં ને અપવાસ કરતી બેઠી એટલે લાચાર થઇ ચીંતાતુર એવો તે પેલા વાંદરા પાસે ગયો તેણે પુછ્યું રે મારા મીત્ર આજ તું કાંઈ ફીકરમાં છે. મગર બોલ્યો ભાઈ બાયડીએ મારો ધીક્કાર કર્યો કે આટલા દહાડા તારાં જાંબુ ખાઈને મેં તને એક વાર પણ જમવા તેડ્યો નહીં તો હવે તારે મારા મરીજને ઘેર આવવું જોઇએ વાંદરો બોલ્યો તે સાચુ કહ્યું પણ પાણીમાં મારાથી કેમ અવાશે તું તારી બાયડીને જઈ વાં લાવ મગર બોલ્યો રે તેની શી ચીંતા હું તને મારા વાંસા પર લઇ જઇશ મારૂં ઘર સમુદ્રમાં સુકા ઠેકાણા પર છે માટે તને કાંઈ અડચણ પડશે નહીં. વાંદરે કહ્યું સારૂં પછી તે વાંદરાને વાંસાપર લઇ મગર મોટા પાણીમાં ગયો. તે વારે એણે વિચાર્યું કે હવે મારા હાથમાંથી જઈ શકશે નહીં તો એને ખરી વાત કહું કે દેવતાનું સમરણ કરી પોતાનું સારથક કરશે એમ વિચારી પછી મગરે યથારતી વારતા વાંદરા આગળ કહી.

તે સાંભળી વાંદરો બાબરો ન થયો ને ધીરજ રાખી મગરને કહે છે રે ઘેલા તેં મને આ વાત ત્યાંજ કેમ નહીં કરીરે અમે વાંદરાં પોતાનું કાળજું સાથે રાખતા નથી તે તો પેલા ઝાડપર એવું ગુપ્ત રાખ્યું છે કે કોઇને ખબર પડે નહીં. ને એતો શું પણ હું તને દશ કલેજાં જોઇએ તો આપું તુંને તારી બાયડી મને પારકી નથી. મગર બોલ્યો ભાઇ એમ છેતો ચાલો પાછા પણ મને તેટલું આપજે હો નહી તો મારી બાયડી જીવ આપશે વાનરો બોલ્યો તે તારે કહેવું નહી પડશે. તે તારી બાયડી મારી ભોજાઇ પછી તે મગર વાંદરાને પાછો ઝાડ પાસે લાવી મુકતાંજ વાંદર ઝાડપર ચડી બેઠો ને પોતાના કુટુંબને મળે છે. તેને હેઠળથી મગર બોલવા લાગ્યો ભાઈ વેલો થા નહીંતો તારી ભોજાઇ મરી જશે વાંદરે કહ્યું રે મુરખ રે વિશ્વાસ ઘાતકી તુને ધીક્કાર છેરે કલેજુ વળી કોઈ ઝાડપર રાખતો હશે જા મૂરખ વળી તારૂં મોહોડું મને નહીં દેખાડજે તે વારે હાથમાંથી વાત ગઇ જાણીને પાછો મગર તેને કહેછે રે મિત્ર મેં તારી ઠેકડી કરી એવું વળી કાંહાં થશે કે તારા ઉપકારને હું તારો આવડો અપરાધ કરીશ. વાંદરો બોલ્યો હાહા હું ઘેલો નહીં કે તારો વિશ્વાસ કરૂં ગંગદત્ત દેડકાનું મરોલાને વચન છે સાંભળ.

ભુખ્યો જે જુવે તે પાપ કરશે, ટરને દયા નહીં આવશે માટે રે મરોળી પ્રીય દરસનને કહે છે કે ગંગદત્ત વળી કુવામાં આવશે નહીં મગર બોલ્યો આ કેવી કથા છે તે મને કહે પછી વાંદરો કહે છે.

## કથા. ૧ પ્રીયદરશન સાપને ગંગદત્ત દેડકો.

કોઇ એક કુવામાં ગંગદત્ત નામે કરીને દેડકાઓનો રાજા ઘણા એક દેડકા સમેત રહેતો

હતો કોઇ સમે તેનીને તેના ભાઇબંધની વઢવાડ થઈ તેમણે તેને કુવામાંથી બાહાર કાઢી મેલ્યો તે મારગે જતો હતો તે વારે તેને એક કાળો સાપ બીલમાં જતો દીઠો અને હાંક મારી કહે. રે પ્રીય દરશન રે પ્રીયદરશન પલક મારી વાત સાંભળ હું તને શરણ છું તુ મારી સાથે પેલા કુવામાં ચાલ ને મારા શતરૂઓને માર એમાં મારૂ ને તારૂં પણ કામ થશે. પ્રીય દરશને કહ્યું સારૂં એ વારે તે ગંગદત રાહાડના ગાડમાં બેસારીને પ્રીય દરશનને વાવડીમાં લઈ ગયો પછી જેને તેને ગંગદતે દેખાડયા તેને તે સરપે ખાધા એમ કેટલાએક દહાડામાં એણે ગંગદતના બધા શતરૂ ખાઇ નાખ્યા પછી ગંગદત એને કહેવા લાગ્યો ભાઇ તેં મીત્રનુ કામ કીધું હું તારો ઘણો આભારી થયો હવે તું તારે ઠેકાણે જા.

સરપ બોલ્યો હવે હું કયાં જાવુ મારા બીલમા બીજો સાપ બેઠો હશે ને મને પણ આ ઠેકાણું છોડવા ગમતું નથી ગંગદત બોલ્યો તો અહીં રહીને શું ખાઇશ. તે બોલ્યો શું ખાઇશ તારૂં સઘળુ કુટુંબ ખાઇશ નહીતો મને નીત એક દેડકો આપતો જા તેમાં હું મારૂં ગુજરાન કરીશ. તે વખતે ગંગદત લાચાર થયો ને તે વાત કબુલ કરી થોડુ જઈને શાધું રેહેતુ હોય તો રાખીએ સઘળાનો નાશ કરતાં અડધાનો નાશ બેહેતર છે.

પછી ગંગદત તે સાપને નીત એક દેડકો આપે તે ખાઈ પેલા નજર ચુકાવીને બીજાઓને પણ ખાતો જાય એમ કરતાં તેણે એક દહાડે ગંગદતના છોકરાને ખાધો પછી બાઇને ખાધો ને સરવે સગાં વહાલાં પણ ખાઈ નાખ્યા પછી તે ગંગદતને કહેછે ભાઈ તું મને અહીં લાવી ફસાવે છે તો કોઈ બીજા કુવામાં જાને ત્યાંથી દેડકાઓને ફોસલાવીને અહીંઆ લાવ ગંગદતે કહ્યું સારૂં ને તહાંથી પોતાનો જીવ લઈ નીસર્યો તે બીજા કુવામાં જઈ બેઠો ને પાછો આવ્યો નહીં તે વારે પ્રીય દરશને ત્યાં એક ગરોળી રહેતી હતી એને કહ્યું બાઈ તું જઈ ગંગદતને કહે જે હુ તેની રાહ જોઉ છું ગરોળી બહાર આવીને ગંગદતને શોધી કહાડી એને કેહેવા લાગી રે ગંગદત ચાલ તને પ્રીયદરશન તેડે છે બીજા દેડકા નહીં આવતા હશે તો તું એકલોજ ચાલ તારા વગર એને સુખ પડતુ નથી. માટે તુ બીહીશમાં તેણે ધરમના સોગન લીધા છે. તને મારશે નહીં ગંગદત તેને બોલ્યો.

ભૂખ્યો પાપ શુ નહી કરે કુરને દયા નહીં આવે માટે રે ગરોળી તુ જા હુ આવતો નથી માટે રે ઘાતકી મગર તું તારે મારગે જા હું નથી આવતો મગર બોલ્યો રે તો શું તું મારા ઉપર મિત્રઘાતનો દોષ નાખે છે હુ તે તારૂ નહીં સાંભળીશ ને જો તું મહારી સાથે નહીં આવ્યો તો તારા પર મારો પ્રાણ આપીશ વાદરો હસીને બોલ્યા રે તેં શું મને લંબકણ ગધેડો દીઠો કે જેણે એક વખત અપાય જોઈ વળી પણ ત્યાં જઈ મરણ પામ્યો મગર પુછેછે તે કેમ થયું વાદરો કહેછે સાંભળ.

## કથા ૨. લંબકરણ ગધેડાની-

એક વનમાં કરાલકેસર એવ નામે સાંહ રહેતો હતો તેનો શેવક ધુસર નામે કરી એક શીઆળ હતો. કોઇ સમે સીંહ ન દીઠે કરાર નહોતો ત્યારે તેની આગ્ના પરમા તે શીઆળ વનમાં પશુને જોતો ભમે છે ત્યાં તેણે એક ગધેડો દીઠો તેને કહે છે હે મામાજી નમસ્કાર કરૂછું તમે એમ દુબળા કેમ દીસોછો તે બોલ્યો રે ભાણેજ મારો ધણી ધોબી મને ઘણું દુખ દે છે અને પેટ ભરીને ખાવાનું પણ આપતો નથી શીઆળ બોલ્યો તો ચાલો મારી સાથે તે પેલા વનમાં નદીને કાંઠે કુમળુ કુમળુ ખડછે તે ખાઈ સુખેથી રહો ગધેડે કહ્યું રે મને એકલાને ત્યાં ચેન કેમ પડશે સીઆળ બોલ્યો તારા સરખી દુખની મારેલી ત્રણ ગધેડીઓ ત્યાં મઈ

ઓ છે તેને [illegible] જોઈએ છીએ તો તે તને વરશે ગધેડાએ સંધુ સાચુ માન્યું ને શીઆળની સાથે ગયો તે. જોતાંજ સીંહને ઉતાવળ થઈ ને તેણે છલગ મારી તે થોડીક ચુકા એટલામાં ગધેડો નાશી ગયો પછી સીંહએ પસ્તાવવા માંડ્યુ તે વારે શીઆળ બોલ્યો હું તેને વળી એક વાર લાવીશ પછી જો તમે નહીં મારશો તો તમે જાણો એમ કહી ફરીથી શીઆળ ગધેડા પાસે ગયા તેને ગધેડો બોલ્યો રે ભાણેજ તેં મને મરાવવાનો ઉપાય કર્યો હતો શીઆળ હશીને બોલ્યો મામા તમે મારૂં કામ નહીં કર્યું રે તે ગધેડી તમને હેતથી આલીંગન કરવા આવી એટલામાજ તમે નાશી ગયા હવે તે અપવાસ કરતી બેઠી છે. તે જો મરશે તો તે હત્યા તમારી ઉપર તમને તેના હાથ કહાણ લાગ્યા હશે તે પેલા ખડના પાણીનો ગુણ તમે પણ એકવાર તે પાણી પીશો તો એવા થશો પછી તમારૂં ભાગ્ય કોણ વખાણશે માટે ઘેલા ન થાઓ. ને ત્યાં ચાલો ગધેડો બાયડીના લોભથી વળી ત્યાં ગયો એ જોતાંજ સીંહ તૈયાર હતો એણે ઝપાટે મારી નાખો પછે સીંહ નદી ઉપર સ્નાન કરવા ગયો એટલામાં શીઆળે તેનું હૈયું ખાધુ ને સીંહ પુછવા લાગ્યો, ત્યારે એમ બોલ્યો માહારાજ એને હૈયું નહોતું એ હોતતો એ તમારા સપાટામાં વળી આવત નહીં માટે રે મગર હું એ ગધેડા સરખો મુરખ નથી બીજા તે મુરખ તેં પહેલાં મારી સાથે કપટ કરયું ને પછી ખરૂં બોલ્યો તોએ તારે હાથે તારો સ્વારથ બગડ્યો જેમ એક જુધીસ્ટર કુંભારે કહ્યું મગર પુછે છે એ કેમ વાંદરો કહે છે સાંભળ..

## કથા ૩ જી—જુધીષ્ટર કુંભારની.

કોઇ જુધીષ્ટર નામે કુંભાર હતો તે એક વાર દારૂની મસ્તીમાં છતાં કાચનું વાસણ ફુટેલું હતું તે પર પડીને જખમી થયો તે જખમ મટી ગયો પણ તલવારના ઘા સરખી તેની નીશાની રહી કોઈ સમે તે પરદેશ ગયો હતો ત્યા તેને રાજાના શેવકોએ જોયો ને પુછ્યું કે તારા લલાટપર આ ઘા શાનો છે તેણે કહ્યું મને લડાઇમાં જખમ થઇ છે તે વારે રાજ શેવકોએ રાજા પાસે તેની તારીફ કરતાંજ રાજાએ તેને મોટો સરદાર કરયો એક સમે તે દારૂપાન કરવા લાગ્યો તેમાં બોલી ગયો કે રે માહારા જેવો શાણો કોણ છે કે કાચનો જખમ પડ્યો તેને મેં તલવારનો કહીને રાજાને પણ ઠગ્યો તે સાંભળી રાજ શેવકોએ તે રાજાને કહ્યું ત્યારે રાજા શરમાયો ને ધકકો મરાવી તેને બહાર કાહાડી દીધો કુંભાર રાજાને બોલ્યો માહારાજ જખમ કાચનો થયો એ વાત ખરી છે પણ તમારે મારૂં પારખુ લેવું હોય તો મને શતરૂ પર મોકલો રાજાએ કહ્યું કે તું મોટો શુરો છે તો આપણ અહીંઆથી જા એક શીંહીની અસ્ત્રીનું વચન છે રે છોકરા તું શાણો છે, વિદ્વાન છે ને સુરો પણ છે પણ જે કુળમાં તું પેદા થયો તે કુળમાં કોઇએ હાથી માર્યો નથી કુંભાર પૂછે છે તે કેમ થયું રાજા કહે છે સાંભળ.

## કથા ૪ થી—શીઆળનો છોકરો જેને સહીએ છોકરો કરી પાળ્યો.

એક વનમાં શીંહીનુ જોડું રહેતું હતું કોઇ સમે તે શીંહી વનમાં ફરે છે તેણે એક શીઆળનું બચ્ચું દીઠું તેને ઘેર લાવી પોતાની બાયડીને આપ્યું તે બોલી રે ભરથાર જેને તે માર્યો નહીં તેને હું નહીં મારીશ મારાં બે છોકરાં છે તેમ એ ત્રીજો હતો હું પ્રતીપાળ કરીશ પછી તે શીંહીની બાયડીએ તેને વધાર્યો એક સમે તે પણ છોકરા વનમાં ગયા હતા ત્યાં તેણે એક હાથી દીઠો તો શીંહીના છોકરાઓએ તે પર ચાલ કરવા માંડી તે સમે શીઆળનો છોકરો તેઓને કહે છે રે પાછા ફરો. આ શતરૂના હાથમાં લાગશો તો તે તમારા કટકા કટકા કરશે એમ કેહેતાંજ શીંહીના છોકરા ફ્યવાણા કહયું છે.

સેનામાં જો એક શુરો હોએ તો તેને લીધે બધી સેનાને હીંમત થાય છે એક જો નામરદ હોય તો સઘળી સેના નસાડે છે પછી ભાઈનાં વચન સાંભળી શીહીના છોકરા તેની સાથે નાસતા ઘેર આવ્યા ને તેઓએ બાપ આગળ તે વાત કહી તેણે શીઆળના છોકરાનો ધીકાર કર્યો માટે તે કષ્ટી ઘણોજ થયો તે સમે માએ તેને એકાંત કાહાડયો ને બોલી તુ કષ્ટી નથા તે બોલ્યો ભાઈઓએ મારી ચાડી કરી તો હું તેઓને મારીશ ત્યારે અંન લઈશ તે બોલી રે એમ માં કેહ મેં તને પાળી રાખ્યો પણ તું જાત શીઆળનો છોકરો છે માટે જેટલે સુધી મહારા છોકરાઓએ તારો મરમ જાણ્યો નથી તેટલે સુધી તું ત્યાંથી નાશી જા. નહીં તો મારો જશે તે સાંભળી શીઆળ નાહાશી ગયો માટે રે કુંભાર મારા છોકરાએ તને કુંભાર નથી જાણ્યો ત્યાં સુધી તું ત્યાંથી નાશી જા. પછી તે કુંભાર નાશી ગયો.

વાંદરો મગરને કેહ છે તેં પોતાને હાથે તારો સ્વારથ બગાડયો તે હવે શાધવા માગેછે પણ તેની આશા મુકજે મેં તને એટલું કહ્યું તો એ તું અંતે તારી જાતપર ગયો કહ્યું છે સમડી જેને પરણી નહીં. મેઘને ને પરવતને પણ ઉંદરને પરણી ત્યારેજ સુખી થઈ. મગર પુછે છે તે કેમ વાનર કેહે છે સાંભળ.

## કથા ૫ મી—ઉંદરડી.

કોઈ બ્રાહ્મણ વનમાં તપ કરતો રહેતો હતો એ સમે એક સમડી ઉંદરડીને લઈ દોડતી હતી એ એણે જોઈ ત્યારે એણે પથરા મારી એના હાથથી એ ઉંદરડી છોડાવી એ વારે સમડી બ્રાહ્મણને કહેછે રે તું ધરમને નથી જાણતો બ્રહ્માએ જેનો એને આહાર લગાડી આપ્યો છે જેમ તમારે અન પર એમ અમારે પણ ઉંદરડીને બીજા જીવજંત પર પેટ ભરવું ને જો હું પાપ કરતી હતી તોય પણ જો તું સાધુ હોત તો મને મારત નહીં શતરૂને મીત્ર પર જે સમાન. સોનું ને માટી સરખી જે સારાને માઠા માણસ પર સરખી કીરપા રાખે છે એ સાધુ જાણવો માટે તને મારી વાતમાં પડવું ઘટતું નહોતું હવે એ ઉંદરડી મને પાછી આપ કે એને ખાઈ મારો જીવ રાખું બ્રાહ્મણ બોલ્યો રે પાપી જા નહીં તો તને શરાપ આપી ભસ્મ કરીશ, ધરમ, અધરમ, હું તારાથી વધતો જાણું છું. પછી તે સમડી જતી રહી બ્રાહ્મણે ઉંદરડીને પોતાના તપને બળે કરીને મનીશનું સ્વરૂપ આપી પાળે છે તે જયારે વર જોગ થઈ ત્યારે બ્રાહ્મણે વીચારયું કે હવે હું એને મનમાનીતો વર કરી આપું. કહ્યુંછે. કંન્યા વર સ્વરૂપનો જુએ છે. માતા ધરેણાંને પીતા વીદ્યા ને ભાઈબંધ કુલ જાતને ને બીજા લોકો મીઠા ભોજનને માટે એને જો સુરજનો રાય ગમશે તો એને અહીંયાં તેડીને એની સાથે પરણાવીશ. પછી બ્રાહ્મણે સ્મરણ કરતાંજ સુરજ, પુરૂષનો વેશ ધરી આવ્યો એને જોઈ ઉંદરડી કહેવા લાગી. એનું તેજ મારાથી ખમાતુ નથી. એ વારે બ્રાહ્મણે મેઘને તેડયો તાહાડો માટે ઉંદરડીએ પ્રસન નહીં કર્યો. ત્યાર પછી વાયુને તેડયો તે ઉંદરડીને ચંચળ પડયો પછી પર્વતને બોલાવ્યો તે કઠણ માટે તજ્યો ત્યારે બ્રાહ્મણે પુછયું ભાઈ પર્વત તારા કરતાં પણ મોટો કોઈ હોશે તો કહે તે બોલ્યો મારા કરતાં ઉંદર જે મારા સરખા કઠણને પણ ખોદે છે પછી બ્રાહ્મણે એને તેડયો ત્યારે એને જોઈ ઉંદરડીનું મોહોડુ પ્રસન થયું ને કહેવા લાગી પીતાજી એનુ સ્વરૂપ ને સમાન મને ગમ્યું તે જોઈ બ્રાહ્મણ મનમાં ખરુ થયો ને છોકરીને પાછી ઉંદરડી કરી ઉંદર સાથે પરણાવી કહ્યું છે.

બાયડી છે તે પોતાના મન ગમતા વરને જુવે છે સોનાને અથવા રત્નને અથવા શાહેબીને જોતી નથી માટે રે મગર જેમ આ ઉંદરડીએ દેવપણું છાંડી પાછી પોતાની જાતમાં ગઈ, તેમ તું પણ તારી જાતના સ્વભાવ પર ગયો એ તું બાયડીના કહ્યા પર આ મારો દોષ કરવા ચાહે છે, તો તને મુરખને ધીકકાર છે એમ એક બ્રાહ્મણનું વચન છે, જેને કાજે મેં પોતાનું કુળ છોડયું અરધું આયુષ પણ આપ્યું ને બાયડી મને છાંડીને પારકા પાસે ગઈ, માટે બાયડીની જાતનો વિશ્વાસ કોણે કરવો. મગર પુછેછે તે કેવી કથા છે. ત્યારે વાંદર બોલ્યો સાંભળ.

## કથા ૬ બ્રાહ્મણી જેણે પોતાના ભરથારને કુવામાં નાંખ્યો.

કોઇ નગરમાં એક બ્રાહ્મણ હતો એ બાયડી ઉપર અગાઉજ પ્રીતીવાળો હતો અને બાયડી કજીઆખોરી પ્રતીદીન કુટુંબના માણસ સાથે લડે એ બ્રાહ્મણને સહવું નહીં. ત્યારે તે બાયડીને લઈ કુટુંબ છોડી દેશાંતર ચાલ્યો મારગે જતાં એક મોહા વનમાં બાયડીને તરસ લાગી માટે તેને મુકીને પાણી લેવા ગયો ને પાછો આવે છે એટલામાં બાયડી મરણ પામી તે જોઈને ઘણુંજ દુખ કરવા લાગ્યો ત્યારે આકાશ વાચા થઇ કે જો તું એને તારા અડધા આયુશનું પાણી છોડશે તો એ જીવતી થશે બ્રાહ્મણ તે પ્રમાણે કરતાંજ જીવી તેણે આયુશ સરખી વસ્તુ પણ અડધી આપી ત્યારે બ્રાહ્મણી ઉઠી બેઠી ખાધું પીધું તે વળી એ જણાં મારગે ચાલવા લાગ્યા તે એક શહેર પાસે આવ્યાં ત્યાં એક બાગ જોયો તેમાં ઉતર્યાં ને બ્રાહ્મણ સીધુ લેવા ગયો તેટલામાં એ બાગમાં કોઈ પાંગળો હતો તેણે સુસ્વર ગાયન કર્યું તે બ્રાહ્મણીએ સાંભળ્યુ ને તેના ઉપર મોહીત થઇ પછી પાંગળા પાસે જઈને કહેવા લાગી રે આજથી તું મારો ધણી આપણ બ્રાહ્મણને મારી નાંખશુ પાંગળો ઘણો રાજી થયો બ્રાહ્મણ પાછો આવ્યો ત્યારે તે બ્રાહ્મણીએ કહ્યું તમે બહાર જાવછો ત્યારે મારી પાસે વાતો કરનાર નહીં એ માટે આ પાંગળાને આપણ સાથે લઇશું બ્રાહ્મણ બાયડીને વશ હતો તેણે કહ્યું સારૂ પછી તે પાંગળાને પેટીમાં નાંખી બ્રાહ્મણી માથા પર લઇ જાય છે. મારગમાં તેમણે એક કુવો દીઠો ત્યારે બાયડીએ બ્રાહ્મણને કહ્યું મને તરશ લાગી છે કુવામાંથી પાણી કહાડો તે વારે બ્રાહ્મણ પાણી કાહાડવા વાવડી ઉપર ઉભો રહ્યો તેને તે બ્રાહ્મણીએ માંહે ધકેલ્યો ને પોતે પાંગળાને લઈ ચાલતી થઈ તે એક ગામ પાસે આવી ત્યાં ચોકીવાળાઓએ તેની પેટીનો ઝાડો લીધો ત્યારે પેટીમાં પાંગળાને જોયો ને તેની પુછપાછ કરીને એ બ્રાહ્મણીને રાજા પાસે લઇ ગયો બ્રાહ્મણીએ કહ્યું રાજા આ મારો ભરથાર વારશાના દુઃખથી હું એને લઇ પરદેશ કરૂં છું તે સાંભળી રાજાને દયા આવી ને એને બે ગામ આપી કહ્યું તું મારી બેન મારા રાજમાં સુખેથી રહેજે એણી ગમે તેનો ભરથાર કુવામાં પડ્યો હતો એને કોઈ મારગમાં જનારે બહાર કાહાડ્યો ને ફરતો ફરતો એ ગામ આવ્યો ત્યાં બૈરીને જોઈ એની સાથે વઢવા લાગ્યો બ્રાહ્મણીએ જઈ રાજા આગળ કહ્યું કે મારા ભરથારનો વારસ પરદેશમાં પણ અમને દુઃખ દેવા આવ્યો છે ને મને ભરથાર પાસેથી લઈ જવા ચાહે છે. રાજાએ એ ખરૂં માની બ્રાહ્મણને મારવાની આજ્ઞા કરી ત્યારે બ્રાહ્મણ બોલ્યો રાજા આ અસ્ત્રી મારે જોઈતી નથી પણ એને મેં મારૂં અડધ આયુષ આપ્યું છે એ પાછું માગું છું તે તું અપાવ પછી મને માર પેલીએ ઝપ સરખું કહ્યું રે તારૂં આયુષ પાછું લે એમ બોલતાંજ વાર એ પ્રેત થઈ પડી ત્યારે બ્રાહ્મણને મોઢેથી સંધુ વર્તમાન સાંભળી રાજા વીસ્મય થવા લાગ્યો.

માટે રે મગર તું પણ બાયડીપર લુબ્ધ છે એમ એ જણ વાતો કરે છે એટલામાં કોઇ જળચર સમાચાર લાવ્યો કે મગરી અપવાસ કરતી બેઠી હતી એ મરણ પામી.

એ સાંભળી મગર હઇયું કુટવા લાગ્યો ને વાંદરાને કહે છે. ભાઈ ધણી ધણીઆણી છે તો ઘર છે ધણી ધણીઆણી વગર ઘરને વન સરખું જાણવું જે પુરૂષને ઘરમાં માતા નથી અથવા પતીવ્રતા બઇરી નથી એણે અરણ્યમાં જવું તો તું મારો અપરાધ ક્ષમા કરજે હું તેના વિજોગથી હવે અગનીમાં પ્રવેશ કરૂં છું વાનર બોલ્યો જો તારો પસ્તાવો ખરો હોત તો તું બાયડી મુઇ સાંભળીને હરખ માનત કહ્યું છે—

અક્કરમી બાયડી મુઇતી તો સારી દુષ્ટ બાયડી છે એને લાકડાથી મારી અથવા શસ્ત્રથી તોડી અથવા સોનાથી મઢી તોય પણ એ આપણને વશ નહીં થશે મગર બોલ્યો વો ભાઇ હવે શું કરૂં મારી બાયડી ગઇ અને તું મીત્ર પણ વેગળો થયો જેમ એક કણબીની બાયડીને થયું વાંનર પુછે છે તે કેમ મગર કહે છે.

## કથા ૭ મી—કણબીની બાયડી.

કોઇ કણબીની બાયડી પારકા પુરૂષપર મોહીત થઇ અને એને કહેવા લાગી, મને મારો ઘરડો વર ગમતો નથી. કહ્યું છે.

ઘરડાપણું આવ્યું એટલે હાથ પગ રહી જાય છે. દાંત પડે છે. દીશતું નથી સ્વરૂપની રૂપ ગઇ જાય છે. મોઢામાંથી લાર પડે છે. પાશે કોઇ આવી ઉભું રેહતું નથી. બાયડી પ્રીત કરતી નથી માટે ઘરડાપણા જેવી બીજી આપદા નથી. પછી તે બાયડી ધણીને સુતો મેલીને બધું વીત લઇ યાર સાથે નીશરી એ વગ દીશ મારગ ચાલતાં કોઇ નદી આડી આવી ત્યારે યાર કેહવા લાગ્યો હું પેહેલાં આ વીતનો ડબો લઇ પેલે પાર મુકી આવું છઉં પછી તને લઇ જઇશ બાયડીએ ડબો તેની પાશે આપ્યો તે લઇ યાર નદી ઉતરી ને ચાલતો થયો. એ પ્રકારે તે બાયડીએ બરબાર ખોયો વીત ખોયાં ને યાર પણ ખોયો તેમ રે વાનર મને પણ થશે. એમ કહી મગર ઘરમાં પેઠો છે તે ઘર છોડતો નથી તે સમે રૂદન કરવા લાગ્યો ને કહે છે.

ડાયા હોય તે પરજ ઠોકરો લાગે છે. ખાવાનું ન હોય તારે ભુખ વધે છે. દુરબળ થયા તારે શત્રુ પેદા થાયછે. માટે કરાજ કરું એટલે હાવી હાવી વીપતી આવી પડે નહીં પછે તે મગર વળી વાનર પાસે વીચાર પુછવા આવ્યો તેને વાનર બોલ્યો રે વને નળરાજા એ સરખાને પણ રાજ કર્યામાં સુખ થયું નહીંતો આપણે કેમ થશે કહ્યું છે જે રાજના લોભથી લોક પોતાના ભાઈને અંનદાતાને મારે છે એવું જે રાજ તે ઈછીએ નહીં.

તું રોજનું એક લુગડું વગોછે તેની પાશ આપણે મેશ થતી નથી માટે તું બીજો બે હાથને એક મસ્તકમાગ એટલે કહાડી તું બે લુંગડાં વણશે તેમાં આપણને આનંદ થશે તે સાંભળી શાળવીએ કહ્યું ખરી વાત ને દોડતો દોડતો વળી એ બ્રહ્મરાક્ષસ પાશે ગયો ને બાયડીના કહ્યા પ્રમાણે વર માગતાંજ તેને બે માથાં ને ચાર હથ થયા પછી ગામમાં આવવા લાગ્યો ત્યારે લોકોએ જોયું કે કોઇ રાખશ ચાલ્યો આવેછે એપર તેઓએ પછી પથરાનો માર કર્યો તેથી એ તત્કાળ મરણ પામ્યો.

માટે રે સુવર્ણ શીખી લોકોનો સ્વભાવજ પડ્યો છે કે અણઘટતી વાતો મનમાં લાવવી કે જે બની આવવા કઠણ પછી મારા જેવું શંકટમા પડવું આ પર શોમ શરમા બ્રાહ્મણની કથા સાંભળ.

## કથા ૮ શોમશરમા બ્રાહ્મણ.

કોઇ નગરમાં ઘણોજ કરપણ એવો શોમશરમા નામે એક બ્રાહ્મણ રેહતો હતો એણે ભીક્ષા માગીને કેટલુંક ઘી એકઠું કરી તે માટીના વાસણમાં શીંકા ઉપર ટાંગી મેલ્યું એક રાતે ખાટલા પર બેઠો છે ને તે વાસણ સામો જોતો વિચાર કરે છે કે આ એક મણ ઘી હું મોઘુ થશે એટલે વેચીશ એના આના પચીશ આવશે તેની બકરી લઈશ તે વરસમાં બે વાર જણશે એના બચ્ચાં વેચીને ભેંશ લઇશ ભેંશો વેચીને ઘોડી લઇશ તેના ઘોડા વેચ્યાથી મને ઘણું દ્રવ્ય મળશે એથી એક મોટુ ઘર લઈશ પછી તે મારી સંપતી જોઈ મોહોલ્લે બ્રાહ્મણ આવીને પોતાની કન્યા આપશે તે પરણીશ તેને પેટ છોકરો થશે તેનું નામ હું રૂશરમાં રાખીશ તે છોકરાએ ઘુંટણે ચાલવા માંડ્યું એટલે હું દૂર જઇ બેસીશ તે વારે છોકરો મને જોઇ ઘુંટણે ચાલતો ચાલતો મારી પાશે આવશે એટલે હું બાયડી ઉપર રીશે બળીશ ને એને એવી તો એક લાત મારીશ કે એ વખત ભોંય ઉપર પડી જશે આવા ધ્યાનમાં એ શોમસરમાએ ખરીજ લાત મારી એ ઘીના વાશણ ઉપર લાગી ને તે ફુટીને ઘી ભોંયપર પડીને સંધુ ફોકટ ગયું એ કથા સાંભળી સુવર્ણ શીખી બોલ્યો રે ચકરધર ખરી વાત કહ્યું છે કે જે લોભી એકાદ કામ કરવા જાય છે ને આગળ પાછળ જોતા નથી એ મરણ પામે છે ચકરધર પુછે છે તે કેમ શુવરણશીખી કહે છે સાંભળ.

## કથા ૯ મી વાંદરાઓની.

કોઈ નગરનો ચંદ્ર એવે નામે રાજા હતો એણે પોતાના છોકરાને રમાડવાને કાજે ઘણા

એક વાંદરા પાળ્યા હતા. તેમાં એક ઘરડો વાંદરો હતો; તે સઘળા શાસ્ત્રમાં પ્રવીણ ઘણો ચતુર હતો એ રાજાને ઘેર બે મેંઢાના છોકરાઓ ને બેસવાને કાજે પાલા હતા તેમાંથી એક મેંઢો રસોઈના ઘરમાં જઈ રાંધેલા પદારથના વાસણમાં તને મેં એટલું કહયું તોય પણ તું મારી પીઠ છોડતો નથી એ શું છે હું તને મુરખને ઉપદેશ નહી કરીશ ને કરીશ તો મ ને ચટક પખીના જેવું થશે.

મગર પુછે છે તે કેમ થયું હશે વાનર કહે છે સાંભળ.

## કથા ૧૦ મી ચટક પંખી.

કોઈ અરણ્યમાં એક ઝાડ ઉપર ચટક પંખી ઘર કરીને રેહેતો હતો એક સમે વરશાદ ઘણો થયો તેથી એક વાનરો પાણીમાં ભીંજેલો છે ને ટાહાડે કરી દાંત કકડાવે છે. તેને તે પંખી બોલ્યો રે મુરખ તું મનીશ જેવો દીસે છે ને ટાહાડમાં કેમ મરે છે. રે એક ઘર નથી બાંધતો વાનરાએ તેને કહયું રે અબોલો બેસછે કે તારા ઘરના સમાચાર લેઉ એમ કહ્યું તો પણ વળી ઉપદેશ કરવા લાગ્યો ત્યારે વાંદરો ઝાડ ઉપર ચડયો ને તે ચટકાના ઘરના કટકા કટકા કરી નાંખ્યા મગર બોલ્યો ભાઈ તું ગમે એમ કહે પણ હું તારે શરણ છું મને કાંઇ મારગ બતાવ ત્યારે વાંદરો બોલ્યો રે તે તારા સરખોજ છે માટે જા ને હીંમતથી તેની સાથે જુદ્ધ કર મુવો તો તને સ્વરગ મળશે ને બચ્યો તો ઘરને કીરત કહ્યું છે—

મોટો છે તેને પગે પડી વશ કરી લેવો શુરાને કપટે લેવો નીચને કંઈ આપીને આપણા બરાબર છે તેને જુદ્ધ કરીને લેવો જેમ એક શીઆળે કરયું મગર પુછે છે તે કેમ વાંદરો કહે છે સાંભળ.

## કથા ૧૧ મી—શાંધક શીઆળની.

કોઇ વનમાં સાધક એવ નામે શીઆળ હતો, તેણે એક દહાડે મુએલો હાથી જોયો. પણ તેની ચામડી જાડી એનાથી કરડાય નહીં: માટે એનો ઉપાય ચીંતવતો બેઠો છે. એટલામાં ત્યાં એક સીંહ આવી પુગ્યો, ત્યારે તે શીઆળ નમતો નમતો એની પાસે ગયો; ને કહે છે, મહારાજ, આ તમારા શતરૂ કોઇ બીજાએ મારી નાખ્યો છે. અને હું તમારે સારૂ હાથમાં લાકડી લઈ રાખતો બેઠો છું, તો એને ખાવો તમારા કુળની આવી રીત છે ખરી કે હાથે મારીને ખાવું પણ હ્યાં તમને ત્રીજું કોણ જોનાર છે સીંહ બોલ્યો રે અમે હાથે મારેલુંજ ખાઇએ કહ્યું છે ભુખે મરવા લાગ્યો તોય પણ સીંહનો છોકરો તરણા ખાવાનું મન નહીં કરશે, તેમ જે કુળવંત પુરૂષ છે એ પોતાનો માર્ગ છોડીને નીચા માર્ગે નહીં જશે.

માટે શીઆળ આ હાથી મેં તનેજ આપ્યો, એમ કહી સીંહ ગયો. એટલામાં એક વાઘ આવ્યો, ત્યારે શીઆળ મનમાં વિચારે છે જે એક પીડા ટાળી તો બીજી આવી. તો હવે એની સાથે કપટ કરવું. પછી એ વાઘ કહે છે, મામાજી! શું ભોગ લાગ્યા કે હ્યાં આવી કાળના મોઢે પડો છો, કે? હાથીને મારીને સીંહ હવડે નદી ઉપર સ્નાન કરવા ગયા છે; ને એને મને ત્યાં રાખવા બેસાડયો છે. તો તે આવ્યો નહીં એટલે સુધી તમે નાહાશી જશો તો સારૂ; એ સાંભળી વાઘ નાહાશી ગયો. પછી એક ભુંડ ત્યાં આવ્યો. એને શીઆળ કહે છે: રે! આને સીંહએ માર્યો છે ખરો. પણ તું ભુખ્યો છે, પેલી ગમથી થોડુંક ખાઈને જજે; હું શીંહને જોતો બેસું છું. તે વારે ભુંડે પોતાની દાઢે કરીને હાથીની ચામડી ફોડી, તે જોઈ શીઆળ બોલ્યો. રે! એનો આવ્યો રે! આવ્યોરે ચંપત થા. નહીં તો માર્યો જશે; પછી ભુંડ પણ નાહાશી ગયો. એ પછી તે શીઆળે, ભુંડે ફોડેલા ઠેકાણેથી ખાવા માંડયું. એટલામાં

એક બીજો શીઆળ ત્યાં આવ્યો એ ફફ્ફો કરવા લાગ્યા. ત્યારે તેની આપણી બરોબરી જાણી, ને શીઆળે તેની સાથે લડાઈ કરી, ને તેને મારી નીચંતે હાથીનો ભક્ષ કર્યો.

માટે રે! મગર તું મારૂં સાંભળશે તો જુદ્ધ કર તારા શતરૂને માર પછી તે મગરે તેમ કરયું. ને શતરૂને જીતી સુખી થયો. વીરણુંશરમા પંડીત રાજાઓને કહે છે. રે? હાથે આવેલી ગઈ તે ફરીથી આવવી ઘણી કઠણ છે. માટે ડાહ્યા છે, તે પરંત છોડીને અપ્રાપ્ત વસ્તુપર ભરૂશો રાખતા નથી.

## તંત્ર ૪ થું સમાપ્ત.

---

# તંત્ર ૫ મું સપરેખ સકારીત.

વીશણુંશરમા પંડીત રાજાના છોકરાઓને કહે છે, હે! મારા મિત્રો હવે હું તમને પાંચમું તંત્ર કહુ છું જેના પેહેલા સ્લોકનો અર્થ આછે એ જોઉં તે વિચાર કરતાં અથવા જે સાંભળ્યું એ ચોકસ ન કરતા; જો તેમ કરતા જઈએ. તો ફ્સ્યા જઈએ. જેમ એક વાલંદ ફસી ગયો. રાજ પુત્રો પૂછવા લાગ્યા, એ કેવા કેવા છે. તે કહો. વીષ્ણુંશરમાં કહે છે સાંભળો.

પશ્ચીમ દેશ મધે પાટલપૂર નામે નગર ત્યાં ધનવાનને, ધરમી, એવો કોઇ વાણીઆનો શેઠ રહેતો હતો. તે પ્રાલબ્ધે કરીને દલદ્રી થયો. પછી તે જ્યાં જાય ત્યાં લોક તેનું અપમાન કરે છે કહ્યું છે.

ધરમીપણું શહનતા, કુશળતા, મીઠો સ્વભાવ, સારા કુળમાં જન્મ એ સંધા વાનાં પૈસા વીના શોભા આપતાં નથી. માથાપર કુટુંબનો ભાર, ને ગાંઠે પૈસા નહીં. એટલે મોટો ડાહ્યો પુરૂષ પણ ઘેલો થાય છે એવી પોતાની અવસ્થા જોઇને નીત ચીંતા કરતો હતો એક રાત્ર તેણે સ્વપનું દીઠું કે કોઇ ગોરજી આવીને બોલ્યોછે કે રે શેઠ તું કષ્ટી માં મા હું ધનનો નીધી છું. સવારે આજ થવારે હું ઘેર આવીશ તે વારે મારા માથા પર તું ડંગોરા મારજે એટલે મારા શરીરનું સોનું થઈને ઢગલો પડશે તે લઇ સુખી થાજે પછી તે શેઠ સવારમાં જુવે છે તો તેજ ગોરજી ઘેર આવ્યો ત્યારે શેઠે એના માથા ઉપર શોટો માર્યો એટલે તે સોનાનો ઢગલો થઈ પડયો તે કઉતક એક વાળંદે જોયું ને મનમાં ધારયું કે આ કામ ઠીક છે તો હું પણ એમ કરીશ તો મને ધન મળશે પછી એક ડંગોરો તૈયાર કરીને અપાશરામાં ગયો ને ગોરજીની સ્તુતી કરવા લાગ્યો ગોરજીએ તેને કોઇ મોટો ભગત જાણીને પુછયું ભાઇ તું શું ઇછેછે તેણે વીનંતી કરી માહારાજ ગઇ રાતે મને પારશનાથે સ્વપનામાં આગ્યા કરી છે કે મારા ભગત જે ગોરજી તેઉને ઘેર તેડીને જમાડજે ને એક એક પુસ્તક દાન કરી સારી પેઠે દક્ષણા આપજે એટલે હું તારી મનકામના પુરી કરીશ માટે તમોએ મારે ઘેર પ્રસાદની કીરપા થવી જોઇએ ગોરજી બોલ્યો તું વાળંદ તારે ઘેર જમવા આવવું અમને ના ઘટે પણ જો તું દક્ષણાનું નામ પાડીશ ને વાત કોઇને નહીં કરીશ તો તારૂં કહેલું કરીએ વાળંદ બોલ્યો મહારાજ પચાસ પચાસ રૂપીઆ આપીશ ત્યારે ગોરજીએ કબુલ કરયું પછી તે ગોરજી પોતાના શીશ સાથે લઇ રાતે વાળંદને ઘેર ગયો તેણે તેઉને ઘરમાં લઇ બારણું દીધું કહ્યું છે.

જે પુરૂષે ઘર છોડયું બાયડી છોડી જેને હાથેળી શીવાય બીજું વાસણ મળે નહીં આકાશ જેને લુગડું તેને પણ આશા છુટતી નથી આ શું અચરત છે. વાળ, દાંત, આંખ, કાન એ

સંધાં મગરોંખાન છે પણ આ એક આશા માત્ર હલાડી હલાડી જવાન થતી જાય છે, પછી તે વાળંદે તેમને સોટથી માંમા પર મારવા માંડયું ત્યારે કેટલાએક મરી ગયા કેટલાએક ઘાએલ થયા ને મોટો પોકાર થયો તે વારે રાજાના માણસ દોડી આવ્યાં ને જુવે છે તો વાળંદનું ઘર ગોરજીના લોહીથી ભરેલું દીઠું પછી તેણે તે વાળંદને બાંધ્યો ને રાજા આગળ લઇ ગયા તેણે ત્યાં વાંણીઆની વાત કહી પછી રાજાએ વાણીઆને તેડયો તેણે સંધી પોતાની હકીકત કહી પછી રાજાએ વાળંદને સુળી પર દેવા હુકમ કરયો તે સમે રાજાનો પ્રધાન બોલ્યો.

પાકો વિચાર કર્યા વિના કોઇ કામ કરવા માંડીએ નહીં. વિચાર વીના જે કરે છે તે પછી પશ્ચાતાપ પામે છે નોળીઆને મારી એક બ્રાહ્મણીને જેમ પસતાવો થયો રાજા પુછે છે તે કેમ પ્રધાન કહે છે સાંભળો.

## કથા ૧ લી—બ્રાહ્મણીને નોળીઓ.

કોઇ નગરમાં દેવસર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો તેની બાયડીએ દીકરો જણ્યો તેજ દહાડે ત્યાં એક નોળીઅણ હતી તેણે પણ જણ્યું તેનું બચ્ચું બ્રાહ્મણીએ પોતાના છોકરાની પેઠે પાળ્યું કેઇ સમે તે બ્રાહ્મણીએ તે નોળીઆના બચ્ચાને પોતાના બાળક સાથે સુવાડયું ને પોતે તળાવ પર પાણી ભરવા ગઇ બ્રાહ્મણ ઘરમાં હતો તે પણ બારણા ઉઘાડા મુકી કોઇ જજમાનને ઘેર ગયો એટલામાં એક કાળો સાપ આવી પોહચ્યો તેને જોઇ નોળીઓ તેની સાથે લઢયો ને તેના કટકે કટકા કરી નાખ્યા પછી તેના લોહીએ કરી મોહોડું ખરડેલુંછે એવો દોડતો દોડતો તળાવપર આવ્યો માતાને સમાચાર કહીએ તેણે બ્રાહ્મણીએ જોયું ને સમજી કે મારા બાળકને આ નોળીઆ કરડેલો હશે. તે વારે ક્રોધ ચઢાવીને તેણે તે નોળીઆપર પાણી ભરેલો ઘડો નાંખ્યો તેથી તે મૃત્યું પામ્યો પછી બ્રાહ્મણી ઘેર આવીને જુવે છે તો છોકરું જેમનું તેમ સુતેલું છે ને તેની પાસે સાપના કટકા પડેલા છે. તે જોઇ એણે હઇયું કુટવા માંડયું ને સરાપ આપીને રડે છે. એટલામાં તેનો ધણી બાહારથી આવ્યો તેને ધીક્કારીને કહે છે રે લોભી તું ઘર મુકીને બાહાર ગયાથી એ શું કામ થયું હવે આ પાપ કોણ ભોગવશે આ શરીરમાં કામ ક્રોધ અને લોભ એ ત્રણ ઠગો છે માટે એકને એમ જાણી જે કરવું હોય તે કરીએ નહીં તો ચકરધરની પેઠે ફસાઇ જઇએ બ્રાહ્મણ પુછે છે તે કેમ બ્રાહ્મણી કહે છે સાંભળ.

## કથા ૨ ચકરધર જેના માથાપર ચકર બેઠું.

કોઇ નગરમાં ચાર બ્રાહ્મણ મિત્ર ઘણાજ દળદ્રી હતા કોઇ સમે એ વિચાર કરવા લાગ્યા કે આપણ જનમ દળદ્રીને ધિક્કાર છે. રે. દળદ્રી રહ્યાથી મરવું સારૂં, તો આપણે ધન કમાવવા કાજે મહેનત કરીએ, ત્યારે તેમાંથી એક બોલ્યો. ભાઇ ધન કમાવવાના એટલા રસ્તા છે. ભીક્ષા. રાજાની સેવા, ખેતી, વિદ્યા,, બ્યાજ વગે, અને વેપારમાં જે લાભ થાય છે તેવો બીજા કોઇમાં થતો નથી કહ્યું છે.

ભીક્ષાનો ધંધો તો કાગડાઓએ બગાડયો રાજાની કીરપાનો ભરૂસો નહીં. ખેતીમાં મહેનત ઘણી. ને લાભ થોડો, વિદ્યામાં ગુરૂ સેવાનું દુખ બ્યાજમાં પોતાની પુંજી પારકે હાથ પડે છે માટે વાણીઆ વેપારીના ધંધા સરખો બીજો ધન કમાવાનો ધંધો નથી વેપારમાં જે ડાહ્યા હોય છે તે દેશાંતર માલ લઇ જઇ એકના દશ કમાવે છે. માટે આપણે દેશાંતર જઇ વેપાર ધંધો કરીએ એમ વિચારી તે ચારે પોત પોતીકા કુટુંબ મુકી ચાલ્યા મારગે જતાં સામો તેઓને ભૈરવાનંદ જોગી મળ્યો. તેણે પુછ્યું, તમે ક્યાંથી આવ્યા ક્યાં જાઓ છો તે શાને કાજે જાઓછો. તેઓએ તેને સંધું વર્તમાન કહ્યું, ને બોલ્યા દ્રવ્ય મળ્યું તો અમોએ

નિશ્ચય કર્યો છે કે જીવ આપીએ. માટે હે જોગી કરપા કરી એવો કાંઇ ઉપાય કહો કે જેથી ધન પ્રાપ્ત થાય, તેવારે ભૈરવાનંદે ચારને ચાર દીવટ કરી આપી ને કહ્યું કે તમો હીમાચળ પર્વત પર જાઓ ત્યાં આ દીવટો સળગાવી ચાલજો. જ્યાં જેની દીવેટ ઓલવાશે ત્યાં તેણે ખોદવું ને જે મળશે તે લેવું પછી એ ચાર જણા હીમાલય પર્વત પાશે ગયા ને દીવટો શળગાવી ચાલ્યા તેવારે એમાંથી એક દીવેટ ઓલાઇ તેણે ત્યાં ખોદી જોયું. તો તાંબાની ખાણ લાગી તે સમે તે બીજાઓને કહે છે. રે આપણે આ તાંબુ લઈને પાછા જઇશું તે બોલ્યા ભાઈ તાંબામાં વળી દોલત થઇ છે, અમે તો આગળ જઇશું. તું ત્યાં સુખે રહેજે. એમ કહી તેને મૂકીને ત્રણ જણ આગળ ચાલ્યા છે એટલામાં બીજા એકની દીવેટ ઓલાઇ એણે ત્યાં ખોદયું તો રૂપું દીઠું. તે વારે એ બીજા બેને કહે છે. આપણે આ રૂપું લઇ પાછા જઇશું તેઉએ કહયું ભાઈ તું રૂપા પર મોહીત ન થા. આગળ જતાં આપણને સોનું મળશે. માટે તું અમારી સાથે ચાલ. તેણે એ ન સાંભળ્યું ત્યારે તેને મુકીને બે જણા આગળ ગયાં ત્યાં ત્રીજાની દીવેટ ઓલાઇ એણે ખોદયું ત્યાં સોનું દીઠું. એ વારે તે ચોથાને બોલ્યો ભાઇ હદ થઇ વધતી આશા નહીં કરીએ તે બોલ્યો ત્યાં સોનું જડયું તો આગળ નિસચે રત્ન જડશે. તો શોનાનો ભાર કોણ વેંઢે માટે આપણે આગળ જઇએ. ત્રીજો બોલ્યો ભાઇ હું તો નથી આવતો) તારે જોઇએ તો જા એ વારે ચોથો આગળ ચાલ્યો. ભુખ ને તરશથી ગભરાણો છે તે ઉપરથી ધુપ લાગે છે એવો ચાલે છે પણ હાથમાંની દીવેટ ઓલાતી નથી ત્યાં તે ભમવા લાગ્યો એટલામાં તેણે એક પુરૂષ દીઠો, જેહનું સર્વ અંગ લોહીથી ભરેલું છે ને જેના માથા પર આ ચક્ર ફરે છે તેની પાસે જઇ પુછવા લાગ્યો ભાઈ તું કોણ છે ને તારા માથા પર આ ચકર ફરે છે, એ શું છે અરે ત્યાં ક્યાં તું મને જળ દેખાડસે એમ કહે છે એટલામાં તેના માથા પરનું ચકર એના માથા પર આવી બેઠું ને ફરવા લાગ્યું તે વેદનાથી ઘણુંજ દુખ પામવા લાગ્યો ત્યારે પેલા ચક્રધરને પુછે છે. રે આ શું આચરતવતે બોલ્યો ભાઇ મારા માથા પર એ એમજ બેઠું હતું માટે હવે બીજો કોઈ તારા જેવો લોભી હાથમાં દીવટ લઈને ત્યાં આવશે તે તારી સાથે બોલશે ત્યારે તારો છુટકો થશે. બામણે પુછ્યું આ ચકર તારા માથા પર કે દહાડે બેઠું તે બોલ્યો, આ શમે પ્રથવીનો રાજા કોણ છે તે કહે બાંમણ બોલ્યો, વિશ્વાસુ ચકરધરે કહયું ભાઈ હું વરસ ગણવા જાણતો નથી પણ જ્યારે અયોધ્યામાં રામચંદ્રજી રાજ કરતા હતા ત્યારે હું તારા જેવો લાલચનો માર્યો હાથમાં દીવટ લઇ ત્યાં આવ્યો ને ચાકવાળો પુરૂષ દીઠો તેની સાથે બોલતાંજવાર ચકર મારા માથા પર આવ્યું ને તે છુટો થયો બામણે પુછ્યું રે તને અન પાણી ત્યાં ક્યાંથી મળતું તે બોલયો તુ તેની કાંઈ ફીકર નહી કર તને ભુખ તરશ ને નીંદ નહીં લાગશે રાત દહાડો આ ચકરની વેદનામાંને વેદનામાંજ રહે છે એમ કહી આજ્ઞા લઈને ચાલતો થયો. આણી ગમે સુવર્ણસાધી જેને સોનાની ખાણ જડી હતી તેણે જોયું કે આપણા મીત્રને વાર લાગી ત્યારે તેથી ઉચાટ એટલું સોનું લઈ તેની સોધે નીકળ્યો ત્યારે એની તેને ભેટ થઇ તે સમાચાર સાંભળ્યા તે વારે સુવર્ણસીધ્ધ તેને ધીકારી બોલે છે વીદ્યા નહીં હોય ને જો બુદ્ધી હોય તો સારૂં જે તે નાશ પામે છે જેમ શાહી કરનાર નાશ પામ્યા ચક્રધર પુછે છે તે કેમ શુવર્ણ શીધી કહે છે સાંભળ.

## કથા ૩ શાહી કરનારની.

કોઈ નગરમાં ચાર બામણનાં છોકરા વચ્ચે ઘણી મીત્રાઈ પડી તેમાંથી ત્રણ જણ વીધા

વાળા હતા ને એક બુદ્ધીવાળો ગાત્ર હતો તેને વીદ્યા આવડે નહીં કોઈ સમે ધન કમાવા સારૂં તે ચાર જણાં દેશાતર ગયા મારગમાં એક બીજાને પુછવા લાગો કે કોને કઈ વીધ્યા આવડે કે તે કહો કાં કે વીધા વીના ધન મળશે નહીં તે વારે એક બોલ્યો મહારામાં એક વીદ્યા છે મુએલા જીવનું એક હાડકું મારે હાથ લાગે તો તે પર હું આખો પાંજરો ઉભો કરીશ બીજો બોલ્યો મને પાંજરો જડે તો તે પર હું માંસને લોહી ઉત્પન કરીશ ત્રીજો બોલ્યો હાડકાને માઉંસ હોય તો હું જીવતો કરીશ ચોથો બોલ્યો મારી પાસે વીધા તો નથી પણ બુદ્ધી છે પછી તે ચાર જણા મારગે ચાલ્યા ને ગફામાં કેટલાએક દુર ગયા તે વારે પેહેલા બોલ્યો કે આ ચોથાને વીદ્યા તો નથી ત્યારે એને દ્રવ્ય તો મળશે નહીં ને એનું પેટ આપણે ભરવું પડશે માટે એ આપણી સાથે નહીં જોઈએ. બીજો ચોથાને બોલ્યો રે ભાઈ મુરખ તું પાછો ઘેર જા તે વારે ત્રીજો એ બેને કહે છે રે એ ન ઘટે કે એને છાંડીયે આપણામાંથી થોડા થોડા ભાગ એને આપી ચલાવશું.

આ આપણો ને પારકો હેવી વાત જે હલકા છે તે ધ્યાનમાં લાવે છે મોટા છે તેને સઘુ જગત પોતાના કુટુંબ સરખુ છે પારકું કોઇ નથી પછી તે ચાર જણાએ મારગમાં કોઇ શંહીનુ હાડકું જોયુ તે વારે પોત પોતાની વીધ્યાની પારખ જોવા લાગ્યા પેલાએ તે હાડકા ઉપરથી પાંજરો ઉભો કર્યો બીજાએ માઉંસને લોહી પેદા કરયું ત્રીજો તેને જીવતો કરવા લાગો એટલામાં પેલા બુદ્ધીવાળાએ તેનો હાથ ધરી વાર્યો ને બોલ્યો રે આ શંહી છે એ જીવતો થયો તો આપણ સંઘાઓને ખાશે બોલ્યો રે અમે જેને જીવતદાન આપીએ છીએ તેજ અમને કેમ મારશે ચોથો બોલ્યો તો ભાઈ લગારેક સબુર કરો. તે ઝાડ પર ચડગો ત્યારે પેલાએ શંહીને જીવતો કરગો તેણે ઉઠતાંજ ત્રણે વીધ્યાવાળાઓને ખાધા ને બુદ્ધીવાળો બચગો માટે રે ચકરધરે કહ્યું છે જે શાસ્ત્ર જાણે છે પણ વેહેપારમાં શાણો નથી ને મુરખ પંડીતની પેઠે પોતનો સ્વારથ ખુએ છે, ચકરધર પુછે છે તે કેમ શુવરસીધી કહે છે સાંભળ.

## કથા ૪ મુરખ પંડીત.

કોઇ ગામમાં ત્રણ બ્રાહ્મણના છોકરા હતા તે દેશાતર ગયા ને વીદ્યા શીખી પંડીત થઇ પાછા પોતાને ગામ આવતા હતા તે મારગમાં કોઈ બ્રાહ્મણને ઘેર નાત જમતી હતી ત્યાં જમવા સારૂ રહ્યા ને પાત્ર ઉપર બેઠા તે વારે ઘરધણીએ શેવ પીરસવા માંડી એ સમે તેમાં થી એક બોલ્યો કે શાસ્ત્રમાં કહ્યું છે કે દીર્ઘ શુતરી વીનાશની જેટલે આ પદારથ લાંબા શુતર શરખો છે એને આપણે ખાવો ન ઘટે એટલામાં દાળ પીરસવા આવ્યા તે વારે બીજો કહેવા લાગ્યો, જે ઘણું તાણ્યું તે ફાટવાનું માટે આ આપણે કામ નહીં આવે તેટલામાં વડાં આવ્યાં તે વારે ત્રીજો કહેવા લાગ્યો કે જ્યાં છીદ્ર પડયું ત્યાં ઘણા અનરથ છે એમ કહીને ત્રણે જણા ભુખ્યા ઉઠી ગયા ને તેમને સઘા લોક હસવા લાગ્યા

એ વાત સાંભળી ચકરધર કહેવા લાગ્યો બુદ્ધીવાળાને દહાડા પાધરા જોઈએ નહીંતો વીપત ચુકશે નહીં જેમ શતબુદ્ધીને સહસ્ત્ર બુદ્ધિ વિચાર કરતે કરતેજ નાશ પામ્યા શુવરણસીધી પુછે છે તે કેમ ચકરધર કહે છે સાંભળ.

## કથા. ૫ શતબુદ્ધીને સહસ્ત્રબુદ્ધી માંછલાઓ.

કોઇ નદીના ડોહમાં બે માંછલા રહેતા હતા એકનું નામ શતબુદ્ધી ને બીજો સહસ્ત્ર તેમનો મીત્ર એક બુદ્ધી નામે એક દેડકો ત્યાંજ રહેતો હતો કોઈ સમે માંછલાંમાર ચાર

ને આપશ આપશમાં બોલે છે કે આ ડોહમાં કાલે જાળુ ઘાલીને માંછલાં પકડીએ એ વચન પેલા ત્રણુ જણાને કાને પડ્યું તે વારે દેડકો માંછલાઓને બોલ્યો આપણે અહીંઆંથી નાશી જઇએ એ સમે સદસ્ત્રબુદ્ધી બોલ્યો રે બીહીશમાં કહ્યું છે.

વાઘ શરપને માણુસ એકેનું મન માનતું નથી માટેજ આ જગત રચ્યું છે આપણાં બાપદાદાનું ઠેકાણું મુકી એકાએક અહીંઆંથી ન જઇયે સવારે માછલામાર આવ્યાજ તો હજાર જાતના ઉપાય કાઢીને હું તમને બચાવી લઇશ શતબુદ્ધી કહેવા લાગો ખરી વાત છે કહ્યું છે જ્યાં સુરજની ગતી નથી થતી જ્યા પવન જઇ શકતો નથી ત્યાં બુદ્ધીવાળાની બુદ્ધી પહોચે છે એ સાંભળી દેડકો રે તમારે મનસુબો શું કામનો હું એટલું નીશ્ચે જાણું છું કાલે અથવા પરમ દાહાડે માછલામાર આવશે તે વખત તમે ગભરાશો ને તે તમને પકડી લઇ જશે માટે હું તો મારો મારગ ધરૂં છું એમ કહી દેડકો બીજા પાણીમાં ગયો સવારમાં માંછલામાર આવ્યા તેઓએ શતબુદ્ધી ને સદસ્ત્રબુદ્ધીને પકડી શતબુદ્ધીને માથાપર લઇને શદસ્ત્રબુદ્ધીને લાકડીપર લટકાવ્યા ને રસ્તામાંથી ચાલે છે તે દેડકાએ જોયું ને બાયડીને કહે છે રે જો શતબુદ્ધી માથાપર લીધો છે ને શહસ્ત્રબુદ્ધી લાકડી પર લટકે છે ભલો હું એક બુદ્ધી કે તેથી મેં આજ માહરો જીવ બચાવ્યો માટે રે શુવર્ણશીખી બત્રીશ આગળ કોઇનું ચાલતું નથી. તેં મને સારા ઉપદેશ કર્યા પણ તે મેં ન સાંભળ્યા તો ફસી ગયો જેમ એક ગધેડો ફસ્યો ગયો. શુવરણશીખી પુછે છે તે કેમ ચક્રધર કહે છે સાંભળ.

## કથા. ૬ ગધેડા જે ગાયન કરી ફશી ગએલો.

કોઈ નગરમાં ઉધત એવે નામે ગધેડો હતો તે દીવસનો ધોબીને ઘેર જાય અને કામ કરે રાતે લોકોના ખેતરમાં ચારો કરે ત્યા તેને એક શીઆળની મીત્રાઈ થઇ પછી જ્યાં જાય ત્યાં બે જણા સાથે જાય એક પુનમની રાત્રે ગધેડો આનંદમાં આવ્યોછે ને શીઆળને કહે છે. રે મીત્ર જો આજ ચાંદરણું શું સાફ પડયું છે આવે સમે મને ગાયન કરવું ગમે છે તું કહે એવો રાગ માડું તે બોલ્યો મામાજી એ શું ઘેલા સરખુ બોલો છો આપણે ચોરી કરવા આવ્યા છીએ ને અહીંયા રાગ ગાઇશુ તો ખેતરવાળાના હાથમાં પડીશું બીજું તમારૂ ગાયન કઠોર શંખના સરખુ ને ગાઉ કોશપરથી સંભળાય છે તો તેથી ખેતર માંહેલા લોક કેમ જાગ્રત નહીં થશે. ગધેડો બોલ્યો તું ગાયનના રસથી અજાણ્યો છે માટે એમ કહે છે શીઆળ બોલ્યા તે હોશે ને તેમને ગાતાં આવડતું નથી એ પણુ કાંઇ ખોટું નથી એ વારે ગધેડો રીસે ભરાયો ને કહેવા લાગ્યો રે મુરખ તને શ્રત છે તો હવે સાંભળ મારી પાસેથી સાધા રાગનાં સ્વરૂપ એમ કહી ગધેડો ગાયન કરવા લાગ્યો તે સાંભળી ખેતરવાળા દોડી આવ્યા તે સમે શીઆળ નાશી ગયો ને ગધેડો પકડાઇ ગયો તેના ગળામાં ખેતરવાળાએ મોટું લાકડું બાંધ્યું ને વળી સુવા ગયા ગધેડો ઘડી બે ઘડી બેશી પછી હળવે હઠીને લાકડા શમેત નાશી ચાલ્યો તેને મારગમાં શીઆળ મળ્યો ને કહે છે વહવા મામાજી વાહવા તમારે ગાયનની શું તારીફ કહું કે તે સાંભળી ખેતરવાળાએ પણુ આ ગળાનું ભુશણુ આપ્યું તે વારે ગધેડો ઓશીવાળો થયો માટે હે શુવરણશીખી તેં મને વાર્યો ખરો પણુ મેં તારૂં સાંભળ્યું નહીં માટે આ હાલમાં પડયો. કહ્યું છે.

જેને પોતાનું જ્ઞાન નથી. ને મીત્રનું પણુ સાંભળતો નથી. તે મરણ પામે છે જેમ મં-સાળથી મરણ પામ્યો શુવરણશીખી પુછે છે તે કેમ ચક્રધર કહે છે સાંભળ.

## કથા ૭ મંથર સાળવી

એક ગામમાં મંથર નામે સાળવી રહેતા હતા કોઈ સમે તેનું લુગડાં વણવાનું શાચ ભાગ્યું ત્યારે તે કુહાડી લઇને રાનમાં લાકડું તોડવા ગયા ત્યા સમુદ્રના કીનારા પર એક મોટા શેવણના ઝાડ પર કોઈ બ્રહ્મ રાક્ષસ હતો તે કહેવા લાગ્યો રે સાળવી મારૂં ઘર તુ ભાગશે તો તને હું ખાખો ખાઇશ સાળવી બોલ્યો જા, રે હું તારાથી બીહતો નથી. એવી એની હીંમત જોઈ રાક્ષસ પ્રસન થયો. ને તેને કહ્યુ છે રે માગ તારે શું જોઇએ તે હું આપીશ સાળવી બોલ્યો હુ ઘેર જઈ મારા મીત્રને બાયડીને અને છોકરાને પુછી આવીશ પછી તે સાળવી પાછો ગામમાં આવ્યો ને એક વાળંદ તેનો મીત્ર હતા વર્તમાન કહ્યુ. વાળંદ બોલ્યો તું રાજ માગજે હું તારૂં પ્રધાનપણું કરીશ ને આપણે એ જણા સુખી થઈશું. સાળવી બોલ્યો વારૂ હું બાયડીને પણ પુછીશ વાળંદ બોલ્યો બાયડી જાત મુરખ તેનો વિચાર લેવો નહીં સાળવી બોલ્યો રે તેવી મારી બાયડી નથી મારી બાયડી તો પ્રતીવ્રતા અને ડાહી પણ ખરી એમ કહી તે બાયડી પાસે ગયો ને એને વાળંદનું મત કહ્યુ. તે બોલી સાંભળ.

નટવા, ભાટ, હલકામાણસ, વાળંદ, છોકરા ને ભીખ માગનાર એકની સાથે વિચાર કરીએ નહીં ને બીજું રાજ કરનારને ઘણું દુઃખ છે રાગ, પાડવ, જાદનીરભા મોહુ ધાલ્યું તે રશોઈયાના હાથનો સારી પેઠે માર ખાવા વીના બહાર આવે નહીં તે પેલા ઘરડા વાંદરાઓએ જોયું ને પોતાની મંડળીને કહેવા લાગ્યો રે રસોઇઆના ને મેંઢાના ટંટામાં આપણે ગાર્યા જઇશું કાંકે કોઈ સમે રસોઇઆને બીજુ કાંઇ જડયું નહી એટલે એ મેંઢાને બળતા લાકડા સાથે મારશે ને તેથી એના અંગ ઉપર ઉન છે તે સળગશે ત્યારે એ મેંઢો બાબરો થઇને પોતાના સ્થાનક પર જાશે ત્યા ઘાસ હશે તે સળગશે તેથી ગાયનો કોઠો સળગશે ને તેથી ઘોડશાળા સળગશે તે વારે કેટલાએક ઘોડા બળી જશે ને કેટલાએક દાઝશે તે સારૂં રાજા ઘોડાના વૈદને ઓશડ પુછશે તે સમે શાસ્ત્રમાં લખ્યું છે તે પ્રમાણે વૈદ વાંદરાનાં તેલનું ઓશડ બતલાવશે તે વારે આપણે ગાર્યા જઇશુ માટે આપણું આ ઠેકાણું મુકી આજજ દુર જઈએ કહ્યું છે

જો પોતાના જીવની આશા હોય તો જે ઘેર નીત કજીઓ થાય છે તે ઘર છોડી દઇએ જે કુટુંબમાં કજીઓ લાગ્યો તે કુટુંબ જે ગીતાઈમાં કડવાં વચન નીકળવા લાગ્યાં તે મીત્રાઇ જે રાજમાં પ્રજા પીડા પામવા લાગી તે રાજ ને જે કીરતીને કરમનો ડાઘ લાગ્યો તે કીરતી એ સંધા નાશ પામ્યાં એમ જાણવું એવું ઘરડા વાંદરાનું વચન સાંભળી બીજા વાંદરા કહેવા લાગ્યા બાવાજી આ વાત પર અમને એમ દીસે છે કે અમે અમરત સરખા પદારથ ખાઈ અહીયાં મોજ કરીએ છીએ ને અંગ ઉપર લુગડાં ઘરેણાં પહેરીએ છીએ તે તમને ગમતું નથી. ને અમને રાનમાં લઈ જઈ કડવાં ખાટાં ફળ ખવાડવા ચાહોછો ઘરડો તે સાંભળી ફટી પડ્યો અને બોલ્યો રે! મુરખો તમને મારા વચનની ઈયાદ આવશે, ને પછી પસ્તાશો હું ત્યાં રહીને મહારી નજરે કુટુંબનો ઘાત નહીં જોઇશ, એમ કહી ઘરડો વાંદરો રાનમાં ગયો. કેટલાએક દહાડા ગયા. તે વારે ઘરડાએ કહ્યું હતું તેમજ સંધુ બની આવ્યુ ને તે વાંદરા નાશ પામ્યા.

માટે રે ચક્રધર લાલચ એ ઘણી ખોટી વસ્તુ છે. જેને સો રૂપીઆ મળ્યા તે હજારની આશા કરે છે. ને હજારવાળો લાખની અને લાખવાળો કરોડની.

ચક્રધર કહેવા લાગ્યો, ભાઇ એવુ અને પણ તો ખરૂ હવે એનો શો ઉપાય સુવર

ધી બોલયો બાઇ જો ભગવાન કરપા કરે તો વાંકાનું સીધુ ઉલટાને સુલટુ થાય છે. જેમ એક આંધળો કુબડો અને તરણ થાનની બાયડીને થયુ તો તારૂ શંકટ કેટલુ છે.

ચકરધર પુછેછે ત કથા કેવી તે કહે શુવરણશીધી કહે છે સાંભળ.

## કથા ૧૦ આંધળો, કુબડો અને ત્રણ થાનની કથા

ઉત્તર દેશ મધે મધુપુર એવે નામે નગર તાં મધુંશેન નામે રાજા હતો. તેને એક કન્યા થઈ તે કન્યાને તરણ થાન તેનો જનમ સાંભળીને રાજાએ શેવકોને આગ્ના કરી કે તે અશૂભ લખણી કન્યાને અઘોર રાનમાં મુકી આવો શેવકોએ વિનતી કરી રાજાએ ઊંચ ડાહ્યા બામણ શું કહે છે તે સાંભળી પછી જે કરવુ હોય તે કરો કહયુ છે, જે પુરૂષ બીજાનો વિચાર પુછે છે બીજાનો વીચાર સાંભળે છે પોતે તે વાતનો વિચાર કરે છે, તેની બુદ્ધી વધે છે પછે તે રાજાએ જાણુતા બામણોને બોલાવીને પુછયું મહારાજ આવી કન્યાને શું કરીએ તે કહો તે બોલ્યો રાજા સાંભળ શાસ્ત્રની વાત કન્યાના ત્રણ થાન જે પીતાને નજરે પડે છે તેનો નાશ વહેલોજ થાય છે.

માટે તમારે એનુ દરશન નહીં થવું જોઇએ ને જો કોઈ એને પરણશે તો એને આપીને આપણા દેશમાંથી કહાડી મૂકવો તે સાંભળી રાજાએ ઢંઢેરો ફેરવ્યો કે જે કોઇ ત્રણ થાનની રાજ કન્યાને પરણશે તેને લાખ સોનાની મોહોર મળશે. ને દેશ મુકવો પડશે તે નગરમાં બે મિત્ર હતા એકઆંધળો ને બીજો કુબડો તે ઢંઢેરો સાંભળી આંધળો કુબડાને કહે છે. રે આપણા ખાવાના વાંધા ત્યાં લાખ મોહોર મલે છે તો આ કામ કેમ નહીં કરીએ કહયુ છે. બીક, મીત્રાઈ, દયાળપણું ભલાપણું, સુખ મોજ, આચાર બુદ્ધી, શસ્ત્ર, ડાહ્યાપણું, નિર્મળતા, એ સધા ગુણ જયા અનવસ્ત્ર સારી પેઠે છે ત્યાં આવે છે, એમ વિચાર કરી આંધળો તે કન્યા પરણવા તૈયાર થયો રાજાએ તેને આપીને લાખ મોહાર પણ આપી ને દેશમાંથી કાઢી મુકયો આંધળાએ કુબડાને સાથે લીધો તે ત્રણ જણા કોઈ શહેરમાં રહ્યા ત્યાં રાજકન્યા મોટી થઈ ત્યારે કુબડા સાથે લાગીને બેઉએ મનસુબો કર્યો કે આંધળાને વીખ પાઇ મારી નાંખીએ. પછી કુબડાએ કોઈ મુએલો સાપ પેદા કર્યો ને રાજ કન્યાએ તેના કટકા કરી હાંડીમાં નાંખ્યા ને તે હાડી ચુલાપર ચઢાવીને આંધળાને કહયું તમારે સારૂં સારા માંછલાં પેદા કર્યા છે, તો લગારે ચુલા પાશે રાંધવા બેશો. હું બીજે કામે જાઉં છું આંધળો રાંધવા બેઠો. તે વારે તે સાપના વીખની બાફ લાગી તેથી આંખે પડદો આવ્યો હતો તે સાફ થયો ને દેખાવવા લાગ્યું ત્યારે હાંડીમાં જુએછે તો સાપના કટકા જોયા ને મનમાં સમજે કે આ બાયડીનું ને કુબડાનું કામ તે વારે કાઇ નીમત કરી તેણે તે હાંડી ફોડી નાંખી ને પછી પોતે આંધળાને વેશજ રહયો એક સમે રાજકન્યા કુબડા પાસે સુતીછે તે તેણે જાણીને તેને કરોધ ચડયો તે વારે આંધળો જઈ બાયડીને કુબડાની છાતી પર અફાલી તેથી તેનું ત્રીજું થાન હતું તે હૈયામાં પેશી ગયું તેને તે ધક્કાથી કુબડો પણ શરલ થયો. એ પ્રમાણે ભગવાને કૃપા કરી ત્યારે જે વાતો નહીં થવાની તે થઈ ગઈ. માટે રે ચકરધર જો ભગવાન કરપા કરશે તો તું પણ છુટો થાશે એમ કહી સુવરણશીધી પોતાને ઘેર ગયો.

વિશણુશરમા રાજપુત્રોને કહે છે જે કાળજે લોભ રાખતો નથી જે ચોકસ કરયા વીના કાંઇ વાતમાં હાથ ઘાલતો નથી, તે શુખેથી રહે છે.

